: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય વતી.
જયંતીલાલ વિઠ્ઠલદાસ મહેતા,
ટાવર રોડ • • • • સુરત.

આવૃત્તિ ૧ લી : ૧૯૬૭



કિંમત : રૂ. [illegible]





: મુદ્રક

શ્રી અશોક પ્રિન્ટરી વતી.
બી. એસ. નિકમ,
ચૌટાપુલ • • • • સુરત.

પણ આક્ષેપ કરનાર આ ભાઈ માટે જરૂરી છે એમ માનીને હું થોડીક ચોખવટ કરવા પ્રેરાયો છું. મૂળ તો આ વાર્તા પશ્ચિમમાંથી આયાત થયેલી વિચારસરણી ઉપર, બલ્કે એમાંના એક વિચાર ઉપર જ રચાઈ છે ને પ્રતીકરૂપે જ પાત્ર આખું વણાયું છે—બલ્કે બેઉ પાત્રો વિચાર વહન કરી શકે એવાં કલ્પી વાસ્તવિકતાના વાઘા એમને પહેરાવ્યા છે. આ એક દીવા જેવી વાત છે છતાંય આ વિવેચન-કર્તાએ વિચારપ્રધાન વાર્તામાંથી પાત્રપ્રધાન બનાવનારને કોણ જાણે એમના મનમાં કોણ વ્યક્તિ છે એના ઉપર ઓઢાડી દીધી છે.

પહેલાં પણ મારી એક કલ્પનાપ્રધાન વાર્તાને એક વિદ્વાન ભાઈએ પોતાના ઉપર ઓઢેલી એવી વાત મેં સાંભળી હતી.

પણ આ જાતની વ્યક્તિ 'પ્રશસ્તિ' ઓઢી લેવી એ ઓઢનાર અને ઓઢાડનાર બેઉને માટે પ્રતારણા છે. વાર્તામાં મેં નિરૂપેલો વિચાર-માંદલો માંદલો ય આપણા અહીંનો મૌલિક હોત ને આ રીતે કોઈ ઓઢી લે તો કંઈકેય ઠીક હતું, પણ અહીં તો 'નણંદની નણંદ નાતરે જાય ને મારે હૈયે હરખ ન માય!' એવી વાત છે—ઘર જ માથા વિનાનું છે!

એટલે જ આ વાર્તાસંગ્રહ વખતે ચોખવટ કરવી જરૂરી બને છે કે કોઈ વાર્તામાં રૂપાળી કે કદરૂપી વ્યક્તિ કલ્પીને લેખક ઉપર આક્ષેપ કરવાના બહાને કોઈ વ્યક્તિનું મહત્ત્વ વધારવા જેવા ગંદવાડમાં પડવાનો પ્રયત્ન કોઈ કરે નહિ—તંદુરસ્ત વિવેચન ખુદ વિવેચન કરનારને જ લાભકર્તા બની રહેશે.

તા. ૨૧-૮-'૬૭
પ્રજ્ઞા સોસાયટી,
અમદાવાદ-૯

**પન્નાલાલ પટેલ**

# ૧

# માળો

શેઠ લોકોની ને મહારાજની પાંડુના કામમાં ટીકા વધવા લાગી......

પાંડુ સમજી ગયો: 'પાંખો હવે પડતી થવા માંડી એટલે આપણું કામ શેઠિયા લોકને ગમતું નથી......

ને એક દિવસ એણે વૃદ્ધત્વમાં જઈ બેઠેલાં શેઠશેઠાણીની સજળ નયને રજા લીધી.

શેઠાણીને એની દયા આવી. પાંડુનું રાજીનામું મંજૂર કરી શેઠને ભલામણ કરી: 'પચ્ચીસ વર્ષ બિચારાએ એકીપલાંઠીએ નોકરી કરી છે. આપજો એને સારું ઇનામ.'

શેઠે મુનીમને બોલાવીને સૂચના આપી: 'પાંડુને પાંચસો ને એક રૂપિયાનું ઇનામ આપજો.'

મુનીમે કહ્યું: 'એના સાતેક હજાર આપણે ત્યાં જમા થયા થયા છે એ જ નથી લઈ જતો સાહેબ.'

'કેમ?' શેઠાણીને નવાઈ લાગી.

'કે'છે એક વાર થાળે પડીશ પછી હું જોઈતા જોઈતા મગાવીશ, હમણાં હું ક્યાં ફેરવું?'

'ભલે,' શેઠે કહ્યું.

મુનીમને ઓળખનાર શેઠાણીએ ઉમેર્યું: 'પણ એના ખાતામાં આ પાંચસો ને એક જમા તો કરજો જ.'

મુનીમને નવાઈ લાગી. કહેવું હતું: 'એકલદંડી માણસ છે. પચાસેકની ઉમ્મર છે ને સાત હજાર રૂપિયા ઘણા છે એને બહેન.'

શેઠશેઠાણીને સલાહ પણ આપવી હતી: 'એટલા તો કોઈ ગરીબ નોકરને આપશો તો લેખે લાગશે, સાહેબ.' ને એથી ય આગળ વધીને ભલામણ કરવાની છૂટ હોત તો પોતાના નામની તૈયાર હતી: 'પાંડુ જેવા સુખી માણસને આપો એ કરતાં તો મારા જેવા બચ્ચર-વાળને આપશો તો છોકરાં ય આપને દુવા દેશે, સાહેબ.'

પણ મુનીમજીને અનુભવ હતો કે શેઠશેઠાણીને કોઈની સલાહ ગમતી નથી, છતાં ય શેઠાણીનો આદેશ સાંભળી શેઠ સામે જોઈ પાકા હુકમ માગ્યા વગર ન રહ્યા: 'એમ સાહેબ? પાંડુના નામે પાંચસો ને એક કરું ને જમા?'

'કેટલીવાર કહેવું પડશે?' શેઠે કહ્યું.

ને મુનીમ બિચારા ચૂપચાપ ચાલતા થયા. જોકે શેઠના છાશિયાનું સાટું એમણે પાંડુ ઉપર તો વાળ્યું જ હતું.

પણ પાંડુ ય ક્યાં મુનીમકાકાથી અજાણ હતો? છાશિયાને ય હસી વાળ્યું.

ને રસ્તાખર્ચી જોગ બસો ને ઉપર નીકળતા સિત્તેરેક રૂપિયા લઈ ને બાકીના સાત હજાર ને પાંચસોનો ગોળમોળ આંકડો જમા રાખી પચ્ચીસ વર્ષના વસવાટવાળા આ મૅન્શનની એણે ભીની આંખે વિદાય લીધી.

વિદાય તો લીધી પણ જવું ક્યાં?

'જવું ક્યાં?' આ સવાલ એના મગજમાં વરસેકથી ઘૂંટાતો હતો. રજા લીધી ત્યારે એણે નિકાલ પણ આણ્યો હતો: એક વાર છાનો છાનો વતનનો આંટો મારું. પછીથી વાત!...

સ્ટેશન ઉપર જઈ અમદાવાદની ટિકિટ લીધી ત્યારે પણ આ સવાલ મોરચાની (નિશાનની) જેમ ઊભો જ હતો. ક્યારે 'ના'ની ગોળી છૂટે ને ક્યારે એ ઊડી જાય એનો કંઈ ભરોસો નો'તો...

ને અમદાવાદ આવ્યા પછીય ત્રણેક દિવસની મઝા દરમિયાન આ જ સવાલ પગની અંદર અટવાતો હતો : 'આપણા ગામમાં જવું કે ન જવું ?...'



બસના મુખ્ય સ્ટૅન્ડ ઉપર જઈને ટાઈમટેબલ ત્રણ ત્રણ વાર વાંચ્યુ હતું ને પોતાના ગામનું નામ જોઈને આ નામને ગળે લગાવવા સરખું પણ થતું હતું. ક્યાં અમદાવાદ ને ક્યાં પોતાનું સો સવાસો માઈલ ઉપર આવેલું ચપટી જેવડું ગામ ?...

હિમત કરીને ટિકિટ કઢાવવા બબ્બે વાર લાઈનમાં ઊભો રહ્યો ને એક વાર તો ખિસ્સામાંથી પૈસા કાઢતો હતો ત્યાં જ 'પછી વાત.' આમ કરતો બારી આગળથી ખસી ગયો.

પણ ત્રીજી વાર એ ટિકિટ કઢાવવામાં સફળ થયો. બસમાં જઈને બેઠો પણ ખરો. બસમાં બેઠેલા લોકોના ચહેરા એવી રીતે જોવા લાગ્યો : દર્પણમાં પોતાનું મોં જાણે જોતો હતો...

પાંચેક કલાકના રસ્તા દરમિયાન બે-ત્રણ વાર એને ઊતરી પડવાનું મન થયું.

હિંમત કરીને એક જણને સવાલ પૂછીને જાણી લીધું કે પોતાના આ ગામનું બસ સ્ટૅન્ડ ગામથી સાદવા છેટે એક વહેળા ઉપર આવેલું છે. આ વાતથી એને એટલો બધો આનંદ થયો જાણે પાંજરામાં પડતાં બચી ગયો !

એ જ વહેળા ઉપર બે બીજા માણસો પણ બસમાંથી ઊતર્યા. પાંડુએ એમની વીસ બાવીસની ઉમ્મર જોઈને પોતાની જાતને ઘણી ઘણી સમજાવી—આ છોકરા તો પોતાના ગયા પછી જન્મેલા છે, ક્યાંથી તને ઓળખશે...?

છતાં ય મન એનું ન માન્યું, એ બેને જવા દીધા. પોતાની થેલી લઈ એ વહેળા ઉપર જઈ બેઠો. હાથ-મોં ધોવાના બહાના ઓથે એ ચારે બાજુ નજર દોડાવવા લાગ્યો. વહેળાના કાંઠા ઉપર કણજી જામ્બુનાં ઝાડમાંથી એક પણ ઝાડ નો'તું રહ્યું. નાનાં નાનાં બાંટાં હતાં એ પણ બકરાંએ ચૂંટી ખાધાં હતાં. પણ વહેળું એતું એ જ હતું. પાણી પી જોયુ તો એ જ એની મીઠાશ હતી ને ઠંડું પણ પહેલાંના ઉનાળામાં જેવું હતું એવું જ આજે ય લાગતું હતું...

પાંડુને થયું: 'પોતાને કોઈ ન ઓળખે તો મઝા આવે. આ જ ગામમાં આપણી પોતાની ઘરથાર ઉપર તો નહિ પણ ગામ બહારની એકાદી દાંતી ઉપર નાનકડું એક છાપરું ફૂટવું ને આખો ય દિવસ આ વહેળું ભલું ને આપણ ભલા. ઉનાળામાં તો નહાવાની પણ મઝા આવશે...તો શિયાળામાં કપડાં સૂકવીને મઝાના તાપમાં બેઠા બેઠા બીડીઓ ફૂંક્યા કરશું ને સાંજ પડ્યે ઘર ભેગા...

ગણતરી ગણતાં પાંડુની અક્કલ ઠેકાણે આવી: 'ભલો માણસ છે ને તું! પચ્ચીસેક વર્ષ ઉપર આ ગામના એક માણસનું ખૂન થયું હતું, એ પણ કોઈને યાદ નહિ હોય-ખૂન પણ પાંચ ગાઉ ઉપર આવેલા બીજા ગામે થયું હતું...અને કોઈ ડોસાંડગરાંને યાદ હશે તો ય કેમ જાણ્યું કે તારા ઉપર કોઈને વહેમ આવ્યો હશે? તો તો પછી સરકાર તને પકડ્યા વગર રહી હોત?... મુંબઈ તો નહિ ને મુંબઈની પાર આફ્રિકા ગયો હોત તો ય પકડી પાડત-આપણા ઉપર વહેમ આવ્યો હોત તો!

વહેળામાં બકરાંનું ટોળું પાણી પીવા ઊતરતું હતું. ગોવાળિયા પણ દસ-બાર વર્ષના હતા. છતાં ય પાંડુને ઓળખી જશે ઓળખી જશે થતું હતું...

મુસીબતે આ ભણકારને નિર્મૂળ કરી પાંડુએ વિચારવા માંડ્યું, પૂછું તો ખરો આ છોકરાને ગામને છેડે પીંપળા નીચે એક છાપરી

હતી. છાપરી તો જાણે એ વખતે જ ઉકેલીને માસીની દીકરી નળિયાં લઈ ગઈ હતી પણ–ઘરથાર હજી ખાલી છે કે એના ઉપર કોઈએ ઘરબર કર્યું છે ? કોઈ દન તમારા કાને ‘ ભમતો ’ એવું નામ પડ્યું છે ?...એ ભમતો તો મરી ગયો કે મલકમાં ક્યાંય ઊતરી પડ્યો કે એવી તેવી કોઈ દા’ડા ય તમે ગામમાં વાત નહિ સાંભળી હોય !...

આ ગામ પોતાની જન્મભૂમિ હતી એ વાત ખરી–જો કે એને તો એ વાતની ય ખબર નથી પણ સમજણ જ્યારથી આવી ત્યારથી આ જ ગામની છાપ લઈને આવી હતી. ગામને નાકે પીપળો. પીપળા નીચે છાપરી. સામે એક ડુંગરી, ડુંગરી ઉપર ધોળા પાણાની મોટી એક ટેકરી...

માબાપ જો કે સાંભરતાં નો’તાં પણ હશે એ તો નક્કી હતું. ક્યારે મરી ગયાં, શું કામ મરી ગયાં એવું કશું યાદ નો’તું. યાદ હોય તો આટલું હતું : સુખી જેવા લોકોને ત્યાં ઢોરબકરાં ચરાવતો ને ભૈડકું ને થૂલું, લૂખું લૂખું ખાતો હતો. છોકરાં એને ‘ ભમતો ’ ‘ ભમતો ’ કરતાં હતાં એ પણ એને યાદ હતું. પછી તો પોતાની નાત ‘ ઠાકરડા ’ છે ને નામે ય પોતાનું ‘ ભમતો ’ છે એ પણ એણે સમજી લીધું. એવામાં બે–ત્રણ પેઢીએ ક્યાંક માસી હતી એની દીકરી પરણીને આ ગામમાં આવી. ભમતાને એ પોતાને ઘેર રાખવા લાગી. થોડાક દિવસ ઠીક ચાલ્યું, પણ પાછળથી માસીની દીકરીને ત્યાં એક પછી એક છોકરાંએ અવતરવા માંડ્યું. છોકરાં વધ્યાં અને ભમતા ઉપર હાડછીડ વધવા લાગી.

પાસેના ગામના એક દુકાનદારને પોતાના ઘરાકના રખડી પડેલા બારેક વર્ષના છોકરાની ‘ દયા ’ આવી. ને કસબામાં રહેતા પોતાના કુટુંબનાં વાસણપાણી કરવા દુકાનદાર એને લઈ ગયો. ત્યાંથી વળી દુકાનદારની મોટી દીકરી ઘરકામ કરવા પોતાને ત્યાં અમદાવાદ લઈ ગઈ.

પછી તો નિરાધારના આધાર સરખો અમદાવાદનો ખોળો મળતાં દિવસે દિવસે ભમતો હોશિયાર થતો ગયો અને એક દિવસે એક મિલના સાળ ખાતા સુધી પહોંચ્યો.

વતનમાં હવે એનો વટ પડવા માંડ્યો. બે ત્રણ જણને અમદાવાદ લાવી લાવીને ઈધિરઉધરની મિલોમાં પણ ગોઠવ્યાં હતાં.

એમાંના જ એક માણસની બહેન સાથે પાંડુને પ્રેમ થયો. અને આ પ્રેમની ખબર પડતાં પેલા માણસે પાંડુને રખડેલ, હલકો અને ભિખારો કહીને ખૂબ તતડાવ્યો. વહુ તથા બહેનને પણ એ વતનમાં પાછાં મૂકી આવ્યો. પાંડુનો પગ પણ હવે વતનમાં જતાં ખચકાતો હતો. જો કે આ પ્રેમની વાત ઘરના આ ત્રણ જણ અને પાંડુ વગર પાંચમું કોઈ જાણતું નો'તું, છતાં ય પાંડુને વતનમાં જતાં ક્ષોભ થવા લાગ્યો. ગામમાં એનું, પીપળો, ધોળા પાણીવાળી ડુંગરી અને આ સીમ વગર હતું પણ કોણ? જો કે આ બધાં સ્થળ પણ હવે તો યુવાન ભમતાને જાણે કહેતાં હતાં: 'હવે ભાઈ તું મોટો થયો: અમારી સાથે હળેભળે અને અમારી માયા રાખે એ શોભતું હશે!...

બીજા વરસે તો માસીની દીકરી પણ સુવા રોગમાં મૃત્યુ પામી.

ને એકવાર પાંડુ પહેલો ને છેલ્લો જાણે ગામ ગયો. પેલી છોકરીને મળવા તો ન મળ્યું પણ છોકરીની ભાભી પાસેથી જાણવા મળ્યું કે એ છોકરી એની પાછળ એટલી બધી પાગલ છે કે બીજા ઠેકાણે પરણવાની એ એના ભાઈને મોઢે જ ના પાડે છે. ને વળી ભાભી મારફત એના પતિને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ એ માણસ ન માન્યો તે ન જ માન્યો. ને છેવટ એને પોતાની બહેનને ઘરના ખૂણે બંદૂક દેખાડીને બીજા ઠેકાણે પરણાવી દીધી.

ગામમાં તો કોઈને ખબર જ ન હતી કે પાંડુને ને આ છોકરીને આટલી હદે વાત હતી. ભાઈ પોતે તો આ પ્રેમ કિસ્સાની વાત કોઈને કરે એમ હતું જ નહિ. તો વહુ તથા બહેનને ય એણે ચેતવી

દીધાં હતાં : ખબરદાર ઘર બહાર ક્યાંય વાત કરી છે તો નહિ તો ગામનું લોક તો એમ જ કહેશે : આ ભાઈ, વહુને ને બુનને અમદાવાદ લઈ ગયો'તો, તે બલા જાણે વહુએ ને બુને શા શા ધંધા કર્યા હોય! વળી આ ઠાકરડા લોકોનાં મકાન પણ ગામની શાકાહારી વસ્તીથી છેટે આવેલાં હતાં ને તે પણ પાછાં છૂટાં છૂટાં પછી પડોશમાં પણ કોણ હોય કે ધાકધમકી ય સાંભળી શકે!

ને પાંડુને જ્યારે ખબર પડી કે પેલીને પરણાવી દીધી ત્યારે એના જીવને એવો તો આઘાત લાગ્યો કે બે દિવસ સુધી એને ધાન પણ ન ભાવ્યું! આવડી મોટી દુનિયામાં આ એક જ માણસના હૈયામાં એનો માળો હતો ને એ માળો પણ–ઝાડ સહિત કોઈક રાક્ષસ જાણે ઉપાડી ગયો!

છતાં ય પાંડુ 'કોઈક ઠેકાણે આપણા નામનો માળો તો છે ને પણ!' આવા કોઈક સમણામાં પોતાની જિંદગી ઠીક ઠીક હળવી કરી શક્યો હોત. ત્યાં તો એને ખબર પડી કે પરણીને સાસરે ગયા પછી પેલી છોકરી બીજા જ દિવસે આપઘાત કરીને મરી ગઈ!

પાંડુની દુનિયા આખીય સોનાની દ્વારકા જાણે દરિયામાં ડૂબી ગઈ! ઓછું હોય તેમ બહેનની અંતિમ ક્રિયા પતાવ્યા પછી નોકરી ઉપર આવેલા પેલા માણસે પાંડુ ઉપર આળ ઓઢાડેલું–અલબત્ત ખાનગીમાં : 'તારા 'પાપે' મારી બહેને આપઘાત કર્યો છે પણ યાદ રાખજે એ પાપના છાંટા તને ઊડ્યા વગર રહેશે નહિ!'

અવળું આળ ચઢાવતા આ માણસ ઉપર પાંડુને એવી દાઝ ચઢી કે દાઝનો માર્યો એ બોલી પણ ન શક્યો. ને આગનો ઘૂંટડો ગળી જતાં મનોમન એણે શપથ લીધા : 'પારેવા જેવી તારી બહેનને તી મોંઢે ડૂચો મારીને પરણાવી દીધી ને છેવટ એનો મર્યે છૂટકો થયો છે. પણ હવે તો જ્યારે એ આપઘાતનો બદલો તારા ખૂનથી લઈશ

ત્યારે જ આ 'પાપ'ના છાંટા મારા ઉપરથી ધોવાશે એટલું તું ય યાદ રાખજે'...તે દિવસથી બેઉની વચ્ચે બોલચાલ પણ બંધ થઈ ગઈ.

હોળીના દિવસો હતા ને પેલો માણસ વતનમાં જવા નીકળ્યો.

લાગ શોધી રહેલા પાંડુએ મનોમન હિસાબ ગણ્યો. ગાડીમાંથી ઊતર્યા પછી એ ચાળીસ માઈલ બસમાં જશે. આ પછી પંદરેક માઈલ ચાલીને જવાનું છે. પણ વચમાં એના સાળાનું ગામ આવે છે ને દિવસે ય ત્યાં જ લગભગ આથમશે એટલે વાસો તો ત્યાં રૈ'વાનો જ...

પાંડુની નજર સામે તો, વહેળા ઉપર આવેલું સાળાનું એકલું ઘર, ઉનાળાની ઋતુ ને અજવાળી રાત વગેરે પેલા માણસની પાછળ નીકળ્યો ત્યારથી જ તાદૃશ બની રહ્યાં....

ને ગણતરી પ્રમાણે જ આંગણામાં સૂતેલા એ માણસ ઉપર પાછલી રાતે રામપુરી ચાકુના વીજળી ગતિએ ઉપરાઉપરી ઘા કરી બાજુના વહેળાની ઝાડીમાં એ લોપ થઈ ગયો.

ઘર પાછળ આવેલા ચણાના ખળામાંથી સાળો આવે કે ઘરમાંથી સાળાની વહુ બહાર નીકળે એ પહેલાં તો વહેળા ઉપરની ઊભી ઝાડીએ ચઢી ગયેલો ભમતો સાદવા છેટે નીકળી ગયો.

ભમતાનો વિચાર ખૂન કર્યા પછી પોલીસ ચોકીએ જાતે જ હાજર થવાનો આગળથી ગોઠવેલો હતો. પણ આ વિચારનો અમલ કરવાની તક આવી ત્યારે જ એના ધ્યાનમાં આવ્યું કે આ ગામડા ગામમાં ન તો ચોકી હતી કે નો'તી કોઈ પોલીસે ય. ઊલટાનો જો લોકોના હાથમાં પડશે તો માર ખાઈ ખાઈને–મોતેય નહિ આવે ને અધમૂઆ કૂતરા જેવા હાલ થશે !

ને સીધો જ એ અમદાવાદને પંથે પડ્યો ..

ખૂન કરીને રવાના થયેલા ભમતાને અમદાવાદમાં ય ઠરવાની કોઈ જરૂર નો'તી. નોકરી તથા ઓરડીનો હિસાબ તો એ ચોખ્ખો કરીને જ નીકળ્યો હતો ને કાળાપાણીનો કે ફાંસીનો હિસાબ જ બાકીમાં એણે રાખ્યો હતો.

સીધો જ મુંબઈ ઊપડી ગયો—ગાડીનો છેડો ત્યાં જ હતો પછી આગળ જવા ઇચ્છે તો પણ કેવી રીતે એ જઈ જ શકે ?—

થોડાક દિવસ પછી નોકરી પણ ઘરકામની મળી ગઈ. પહેલાં તો એ શાક મારકીટમાંથી શાકની થેલી ઉપાડીને એક મહારાજ સાથે જવા લાગ્યો ને પછી ઓળખાણ વધતાં મહારાજે જ આ શેઠને ત્યાં રખાવી દીધો.

પછી તો એ—ઘરકામની આ જૂની નોકરી જેમ નવેસરથી કરતો હતો તેમ જૂનું જીવન પણ નવેસરથી જીવવા લાગ્યો. 'ભમતો' એવું લોકોએ પાડેલું નામ પણ એણે—ગુજરાતની ભૂમિ છોડી એ જ સાથે—છોડી દીધું ને બદલામાં જેમ મહારાષ્ટ્રની ભૂમિને પોતાની કરી હતી એ હિસાબે નામ પણ 'પાંડુ' ધારણ કરી લીધું. બે ત્રણ વર્ષ પછી ગુજરાતી ભાષાને પણ જબાન ઉપરથી સદંતર રુખસદ આપી ને મરાઠીને અપનાવી લીધી...

ને વહેળા ઉપર બેસી બીડી સળગાવતાં પાંડુએ કાળી કોટડી સરખા ભૂતકાળમાં આંખો પરોવવા મથતો હોય તેમ ગોવાળિયા સાથે વાત ઉપાડી: 'કોનાં કોનાં છોરાં છો ? ...તમારા દાદાનું નામ શું ?...ફલાણું માણસ જીવે છે કે મરી ગયું ?'

પણ છોકરાં તો જીવતા માણસોના બાપનું નામે ય નો'તાં જાણતાં પછી પચ્ચીસ વર્ષ પહેલાંની વાતો ક્યાંથી જાણવાનાં હતાં ?—

એક અક્કલવાળો છોકરો બોલ્યો : 'ઊભા રો.' મંછીમાને પેલા આંબા નીચે બેઠાં છે તે બોલાવી લાવું '

પાંડુને ફાળ પડીઃ પેલી જ કાં તો મંછી હશે તો ?...ઓળખી જશે ને 'તોં જ મારા ધણીનું પીટ્યા ખૂન કર્યું'તું', એમ કહીને વળગશે તો ?'...

પણ પાંડુએ હવે માથું મૂકીને વર્તવાનો વિચાર કર્યો હતો. આ વખતે અહીંથી પાછા ફર્યા તો– અત્યાર સુધી તો કામની ધૂનમાં આટલી ઉમ્મર ખેંચી કાઢી પણ હવે પછી વતન વગર એઠાડુ જીવન જીવવું એના માટે ભારે હતું.

અને એણે હિંમત મેળવી 'એ જ મંછી હશે તો ઊલટું સારું. ભેદની બધી વાત તો મળશે?'

'હું જ મને ઓળખું એવો નથી રહ્યો પછી એ બાપડી શું ઓળખવાની છે ? બોલી તે ય બદલાઈ ગઈ છે...ઓળખશે તો ય ખૂનની શી એની પાસે સાબિતી છે ?'

પાંડુને એક વિચાર આવ્યોઃ પોતે જ કાંઠા ઉપર આવેલા એ આંબા નીચે જાય. એને તો વળી એ આંબો ય દાદાના જેવો વહાલો લાગવા માંડ્યો. પણ આ આંબો પડધરમાં હતો તેથી એની હિંમત નો'તી પડતી કે પછી પોતે ધારીને પૂછવા જાય છે એવું એમાંથી પ્રતિપાદન થાય એ વાતની બીક હતી કે ગમે તેમ એણે પેલા છોકરાને જ જવા દીધો. જો કે, છોકરાને ય કહ્યું તો અવળું જ; 'કે'તો નહિ કે વટેમાર્ગુ બોલાવે છે. મારે કાંઈ કામ નથી.'

છોકરો ખરેખર હોશિયાર હતો. કે' છે. 'ના ના. એ તો પાણી પીવા આવવાનાં જ છે.'

ઘડીક પછી કાંઠો ઊતરતી પોતાની જ લગભગ ઉંમરની આધેડ બાઈને જોતાં પાંડુના અંગમાં ભયની એક આછી કંપારી ફરી વળી ! આમ પણ થયુંઃ થેલી લઈને હેંડવા માંડું–પેલા છોકરાએ કંઈ વાત

કરી હશે ને પોતાને આ બાઈ પૂછશે તો કહીશું કે અમસ્થો હું તો!' બાઈની સામે જવાને બદલે આ તરફના કાંઠે પાછો જશે તો પણ એને કોણ પૂછનાર છે કે 'આવ્યા એ જ રસ્તે પાછા કેમ વળી ગયા?'

વળી પાંડુએ પોતાના મનને મનાવી લીધું: 'અરે ગાંડા! પાંચસો માઈલથી પચ્ચીસ વર્ષે ગામ ગામ કરતો આવ્યો છે ને હવે તો ભેદ લીધા પછી જ વાત અરે તારા ઉપર લોકોએ ખૂન ઓઢાડ્યું હશે તો આપણે જ સામેથી કે'વાનુ: લાવો સાબિતી? કોણ કે'નારો?... એકલદંડી હતો એટલે ઊપડી ગયો આફ્રિકા. ગામમાં મારે કોણ હતું તે રજા લઈને મલવા ય આવું?... બે પૈસા ભેગા કરીને આ હવે આવ્યો છું તે તમારા ભેગો પડ્યો રહીશ ને બાકીનું જીવતર ખેંચી કાઢીશ. મારે કોણ દીકરો હતો તે રળીને ખવરાવવાનો હતો ભાઈ?'

બાઈએ પણ સામું જોવા છતાં ય એને કઈ ઓળખ્યો નહિ.

ને હિંમત કરી એણે જ આ બાઈની સાથે વાત ઉપાડી: 'ઘરમાં કોઈ નાનુ મોટુ નથી તે તમે બકરાં ચારો છો બાઈ?'

'ચારવાં પડે ભાઈ બકરાં ય મે'નતમાં કાંઈ મે'ણી છે?'

પાંડુએ બાઈના ડહાપણનાં વખાણ કરીને દુનિયાદારીની નિંદા થોડીક કર્યા પછી સીધો જ સવાલ પૂછ્યો: 'કેટલા વખતથી રાંડ્યાં છો બાઈ?'

પ્રશ્ન સાથે જ આ આધેડ બાઈ, યુવતીની જેમ છેડાઈ પડી: 'મારા ભા વારાની.'

બાઈના અવાજમાં રોપ હતો કે દુઃખ હતું એ કળાવું પાંડુ માટે મુશ્કેલ હતું.

'કેમ બાઈ એમ બોલ્યાં!' પાંડુના અવાજમાં સાચેસાચ દુઃખ હતું.

'એમ જ ને ભાઈ! ધણી આજે જીવતો હોત તો મારા કપાળમાં આ ઉમ્મરે લોકોનાં બકરાં ચરાવવાનું આવ્યું હોત? પેટનો દીકરો કાઢી મૂકે. કાંઈ ધણી કાઢવાનો હતો?' ઉમેર્યું : 'છોકરાને જ ઘરમાંથી નીકળવું પડત.'

પાંડુને યાદ આવ્યું આ બાઈને એ વખતે ત્રણેક વર્ષનો દીકરો હતો. વળી એ પણ એણે સમજી લીધું કે પતિના ખૂન પછી બીજી જગ્યાએ ઘર ન માંડતાં આ દીકરાની લાગણી ધરીને આ બાઈએ ભર યુવાની રંડાપામાં ગાળેલી છે. પૂછ્યું :

'વહુને ને તમારે નહિ બન્યું હોય!'

બાઈ પાંડુની આ ધારણા ઉપર ખુશ થતાં બોલી : 'ક્યાંથી બને ભાઈ છોરાને મીં ઘણો વાર્યો કે વગડામાં ઊછરેલું મે'વાનું આ મનેખ શાહુકારોમાં નહિ પોસાય. તો ય એ ન માન્યો ને પૈણી લાવ્યો, તે છેવટે મારી વાત સાચી પડી! મનેખની જ રાંડને ગંધ આવે છે. ઘરની પછેતે ઢાળિયું કરીને જુદી રહી ત્યાંય એ ફાતડા જેવીએ મને ન ઠરવા દીધી...ક્યાં જાઉં? પિયરમાં તો ભાઈ હતો એ જ દુશ્મન નીકળ્યો.' ક્ષણેક થંભી બોલી, 'એટલી વળી ભગવાને દ્યા કરી તે ગામમાં એક ઓળખીતાની ઘરથાર હતી ત્યાં જઈને છાપરી ફૂટી ત્યારે કાંઈક મારા જીવને જંપ મલ્યો છે.' પાલવ વડે આંખો લૂછવા લાગી.

પાંડુને વહેમ પડ્યો પોતાની ઘરથાર તો નહિ હોય? પૂછ્યું : 'તમારા કુટુંબની ઘરથાર હશે.'

'ના રે ભાઈ. એ જ બાપડો કુટુંબ વગરનો હતો. પણ અમારે થોડોક સંબંધ હતો, એ જોર ઉપર ઘરથાર મી અપડાવી (થંભાવી) છે.'

પાંડુ સમજી ગયો પોતાની જ ઘરથાર હોવી જોઈએ એક રીતે એનો ભય હળવો થયો તો બીજી રીતે વધ્યો હતો. એટલે જ

એને આ જ પ્રશ્ન ઉપર આગળ વધવાની હિંમત ન પડી; 'રખેને ક્યાંય પોતાની વાત આગળ ચલાવે ને ઓળખી પાડે.'

પિયરની વાતમાં પણ ભેદ તો હતો જ. પૂછ્યું : 'છોરો બૈરીનો થઈ બેઠો એ વાત તો સમજાઈ પણ ભાઈ ને શું કામ તમે દશ્મન કહ્યો ?'

'એવું જ એણે કર્યું''તું.' બાઈ બોલી.

પાંડુની અકળામણ વધવા લાગી, પૂછ્યુ : 'શું કર્યું'તું એવું વળી ?'

'કયા મોઢે હું તમારા જેવા પરદેશી આગળ ભાઈની આવી વાત કરું ભાઈ!'

પાંડુએ ચીઢ દબાવી પોતાના પ્રદેશમાં ય આની આ જ રામાયણ છે વગેરે; વાત કરી હસીને જાણે વિનંતી કરી: 'અડધી વાત કરી તો તો પૂરી કરી જાણો બાઈ.'

ને રડમસ અવાજે બાઈએ વાત જાણે પૂરી કરી. 'હીણા કરમના પોતાના ભાઈએ જ ખુનના કપાળે રંડાપો લખ્યો ભાઈ...લોહીના અક્ષરે...નકર મારે આ બકરાં...ચારવાની વેળા જ આજે...

ને અમદાવાદની કમાણી લાવતા ધણીના વિલાપ કરતી એ ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

પાંડુની સ્થિતિ વધારે કરુણ હતી કે બાઈની એ નક્કી કરવું મુશ્કેલ હતું !

બાઈનું હૈયું હળવું થતાં પાંડુએ વળી મમરો મૂક્યો : 'ભાઈએ ખુનને રંડાપો આપ્યો હોય એ વાત માન્યામાં નથી આવતી બાઈ. કોકે કાં તો ખોટી ઊભી કરી હશે.' હિંમત પડતાં પાંડુ હવે ઊંડો ઊતરવા માગતો હતો.

ને બાઈએ પછી આખા ય કેસની કડીઓ એવી રીતે કહી સંભળાવી કે પાંડુ પણ સમજી ગયો : 'જેવો પોતે વહેળામાં ઊતરી પડ્યો એવો જ આ બાઈનો ભાઈ મરનારની ચીસ સાંભળીને ઘર

પાછળના ખળામાંથી આવ્યો હશે ને બીજા છાપરામાંથી દોડી આવેલાં લોકોએ 'એને જ એકને જોયો હતો' એવી શાખ પૂરી હશે. વળી મરનારે પોતે જ– પોતે બહાર સૂતો હતો. એટલે પોતાનું પાકીટ ઘરમાં મૂકવા આપ્યું હશે પણ પેલાં બાપડાં સમજ્યાં હશે કે પાકીટની વાત કરીશું તો ઊલટાનો આ પૈસાથી ભરેલા પાકીટનો પુરાવો મારી નાખવાના કારણરૂપે સાબિત થશે. પાકીટ આપનાર તો મરી ગયો હતો પછી કોણ કહેવાનુ હતું કે મી જ આપ્યુ 'તું ઘરમાં મૂકવા ? એટલે પછી આ લોકોએ પોલીસ આગળ પાકીટની વાત નહિ કરી હોય. સંતાડી જ દીધું હશે. પણ સંતાડેલું પૈસાથી ભરેલું પાકીટ: પોલીસના હાથમાં આવતાં એ જ પોતે ખૂનનું કારણ બની ગયું. ને પુરાવો થઈ ને ઊભું રહ્યું હશે.'

ને રઙમસ અવાજે છૂપ ઉચ્ચારતાં પાંડુ સ્વગત બબડી પડ્યો : 'અરરર ! કોક બાપડો હોમાઈ ગયો !' ભાન આવતાં પોતાનો આ બડબડાટ પણ સવાલ પાછળ ઢાંકી દીધો : 'પછી બાઈ?'

'પછી શું ભાઈ! ગોઝારા આ ભાઈને માથે ખૂનનો આરોપ આવ્યો તો ખરો પણ ઘરજમીન વેચીને વકીલ કર્યો એટલે રાજે ય પછી—ખૂન કરતાં નજરે જોનાર કોઈ હતું નહિ એટલે છોડી દીધો.' ક્ષણેક થભી ઉમેર્યું: 'પણ મનેખ જેવા મનેખનું ખૂન! કાંઈ બોલ્યા વગર રે'તું હશે !' ને રઙમસ અવાજે પૂરું કર્યું: 'રાજે છોડ્યો પણ જમે એને ન છોડ્યો ભાઈ–છ જ મહિનામાં મારો ભાઈય ફાટી ..પડ્યો...!

આંખો લૂછતી ઊભી થતી–બોલતી હતી : 'લોક તો વળી એમેય વાતો કરતું'તું કે બૈરાની વાતમાં ખૂન થયુ'તું.'

ને પાણીમાં પેસી હાથમોં ધોતી વખતે પણ વાત તો એની ચાલુ જ હતી; લોકે પાછી બૂમ ભેગો ચિચિયો ય કર્યો. કે' છે: 'અમારા ગામનો એક 'ભમતો' નામનો માણસ હતો. એનું ય આ

ભાઈ એ બીજા માણસોથી ભળીને વગડામાં લઈ જઈને એ જ રાતે ખૂન કર્યું લાગે છે...ભગવાન જાણે ખરું ખોટું તો પણ આ વાત પછી ભમતો કોઈના જોવામાં જ નથી આવ્યો. અમારા ગામમાં એનો એક બનેવી છે એણે ઠેઠ અમદાવાદ જઈને તપાસ કરી. પણ એટલી વાત મળી કે એ ય હોળી પે'લાંનો જ અમદાવાદથી નીકળી ગયો'તો...જીવતો હોય તો—મારા માથે કાળાના આ ધોળા થવા માડ્યા છે એટલાં બધાં વર્ષો થયાં ! કોક દને ય એને એનું ગામ ન સાંભરે ?' મોં ઉપર પાણી છાંટતાં વળી બોલી : 'કે'તમાં છે કે જનમ આપનારી માનો ખોળો ભૂલી જવાય–મારો છોરો મને ભૂલી જ ગયો છે ને–પણ જનમભૂમિનો ખોળો તો ભૂલ્યો ય કદી ન ભુલાય !' વળી ઉમેર્યું : 'ઊંટ જેવું જાનવરે ય કે' છે : મરવાનું થાય ત્યારે મારવાડ સામે જુએ છે, તો આ ભમતો તો ભાઈ મનેખ હતો. ને હતો ય ભલો જીવ–એના પ્રતાપે જ મારા આદમીને અમદાવાદમાં નોકરી મલી'તીને'—

ભાન આવતાં લાગલો ભમતો ઊભો થયો. થેલી લઈને ચાલતો થયો. બાઈને કશું કહેવા કે રજા લેવાય ન રહ્યો.–

તે વખતની ચાલ સાથે આજની ચાલ સરખાવતાં ને તે વખતના પ્રાણ સાથે આજના પ્રાણની તુલના કરતાં એમ જ કહેવું પડે : તે દિવસે એણે ખૂન કર્યું હતું જ્યારે આજ તો એનું પોતાનું જ ખૂન થઈ ગયું હતું !...

અડધો કાંઠો ચઢ્યો ને પાછા ફરીને મા ભોમ પર છેલ્લી નજર નાખવાની પાંડુના હૈયામાં એક પ્રબળ એવી ઇચ્છા પ્રગટી—

એ જ પળે ભૂમિમાતા બોલતી હોય એવો કાને અવાજ પડ્યો : 'અલ્યો ભમતોભાઈ કે કોણ ?'

મંછીભાભીનો જ અવાજ હતો અનેરી કોઈ નવાઈ અને હર્ષભર્યો.

છતાં ય ભમતાએ સાંભળ્યો વણસાંભળ્યો જ કર્યો ! પાછા ફરીને જોયું પણ નહિ.

વળી પાછો એ પાંચ ક્ષણના મૌન પછી અવાજ આવ્યો : 'એ જ છે.. એ જ! ભમતાભાઈની જ હેંડ ચાલ છે!' મીઠી અને મમતા-ભરી હાંક પણ આવી : 'ભમતાભાઈ, કેમ પાછા વળી ગયા?'

ને ભમતો જેવો ખચકાયો ને અધમૂઆની જેમ પડખે ફરીને જોવા લાગ્યો ત્યાં તો મંછીએ એના તરફ પગ પણ ઉપાડ્યો હતો. અવાજ પણ એનો ઉલ્લાસભર્યો હતો. 'આટલાં વર્ષે આવ્યા શું ને અધવચથી જ કેમ પાછા ફર્યા?... કાંઈ સમજાતું નથી, ભમતાભાઈ!... બોલવાનો લહેકો જરા બદલાયો છે બાકી—સાદ ઉપરથી વે'મ તો મને પડ્યો તો કે આ સાદ ક્યાંક સાંભળ્યો છે ખરો.'

ભમતો હવે સજાગ બન્યો.

મંછીભાભીનો અવાજ જ નહિ એનો પગ પણ જાણે કહેતો હતો: એ એને હવે જવા દેવા માગતી નથી–પાછો વાળવા જ આવી રહી છે.

આવતાંમાં જ એણીએ ભમતાની થેલી ઝૂંટવી લીધી. બાવડેથી ગામ તરફ ધકેલતાં કહેવા લાગી: 'તમારા મનથી કે ગામમાં કોઈ ઓળખશે નહિ ને ક્યાં જાઉં એમ?...કે પછી અમારા દુઃખનો ડુંગરો તમારા પર તૂટી પડ્યો? થાઓ આગળ, લાજ નથી આવતી મને છેતરીને પાછા વળતાં?...'

અને તો મંછીભાભી જોડે જોડે ગામ તરફ જઈ રહેલા ભમતાને હૈયે એવી તો કોઈ આહ્લાદક હૂંફ રમમાણ બની, જાણે ધરતીમાતા પોતે જ એને સ્ત્રીનું રૂપ ધરીને ગામમાં તેડી જતી હતી–કહેતી કહેતી: 'ગામમાં કોઈ સગું કે દોસ નથી રહ્યું તો કાંઈ નહિ! ગામ તો છે?...ગણો તો તો અમે ય કાંઈ પારકાં નથી હાં કે ભમતાભાઈ! તમારા જ પરતાપે અમદાવાદ આવ્યાં હતાં–કેમ ભૂલી જાઓ છો એ બધું?'



# હિમાલયનો સાધુ

**યાત્રાએ** ગયેલાં પત્નીનો પત્ર વાંચી જિતેન્દ્રભાઈ મનમાં મનમાં ચિડાયા: 'એક તો અહીં ધમાલ રે'છે ને સાધુને શું કામ સાથે લાવતાં હશે!' આમ કહી એમણે પત્નીનો પત્ર નાના દીકરાને આપ્યો. એને પણ કહ્યું—અકળામણ રમૂજમાં: 'અહીં ક્યાં સાધુઓનો તોટો છે તે તારાં બા છેક હિમાલયથી સાધુ સાથે લાવે છે?' મોં બગાડતાં ઉમેર્યું: 'તે પણ હાં તો ચાતુર્માસ ગાળવા!'

નાનો દીકરો કંઈ નાનો નો'તો. અમેરિકાની ડિગ્રી લઈને હમણાં જ આવ્યો હતો ને એક નવા સિરામિક્સ કારખાના માટે એક અમેરિકાથી ઝડપાયો હતો. આ હિસાબે જિતેન્દ્રભાઈ એની પાસેથી પોતાના જેવા જ વિચારોની મૂરતી આશા રાખે એ સ્વાભાવિક હતું.

પણ દીકરાએ તો બાના પત્રની જ તરફેણ કરી: 'ભલેને લાવે. આપણને શી હરકત છે?'

પિતાએ કહ્યું : 'હરકતનો ક્યાં સવાલ જ છે. પણ–' આમ કહેતાં એમણે પોતાના અણગમાને સમજવાનો પ્રયત્ન કર્યો. પણ કોણ જાણે કે પોતાને સમજવાની આ પ્રક્રિયા આવડતી નો'તી તેથી કે ગમે તેમ ઉમેર્યું : 'મને આવા બેઠાખાઉ માણસો ગમતા જ નથી.'

દીકરાએ પણ ઉપલકિયો જ જવાબ આપ્યો હસીને : 'તમે પણ બાપુજી ! બેઠાખાઉ માણસો ખાઈ ખાઈને આપણું શું ખાઈ જવાના છે ?'

નાના દીકરાની વાત સાચી હતી : જિતેન્દ્રભાઈને ત્યાં લાખે લેખાં હતાં.

–તો જિતેન્દ્રભાઈનો અણગમો પણ એમનો ભૂતકાળ જોતાં ન્યાય માગી લે એવો હતો. મૂળમાં પોતે એક મધ્યમ વર્ગના માણસ. એ સમયમાં વિલાયત ગયા હતા તે પણ સાસરા પક્ષના પૈસાથી. ને અસહકારની ચળવળમાં પડ્યા ત્યારે ય દમ વગરની વકીલાત જોઈને બળતું ઘર દેશાર્પણ કરી સ્વદેશાભિમાનની નાવડી વડે આબરૂ સાચવવા માટે જ.

સત્યાગ્રહની ચળવળ ઠંડી પડી એ પછી પણ એમણે નીમનું પાલન કરી વકીલાત હાથમાં ન લેતાં 'ભાવિ પ્રજામાં ભાવના સીંચવા' સ્કૂલ કાઢી. લોકોએ પણ એમની જાણે કદર બૂઝી !...

પછી તો સ્વરાજ આવ્યું. ને સ્વરાજ આવ્યે ય આ ભાવનાવાદી માણસને ઘેર લક્ષ્મીજી ન પધારે તો ક્યારે પછી પધારવાનાં હતાં !

પણ લાખે લેખાં થવા છતાં ય જિતેન્દ્રભાઈ પોતાનો કપરો ભૂતકાળ ભૂલી ગયા ન હતા. ને એટલે જ એમને બેઠાખાઉ લોકો માટે બલકે એવા લોકો તરફ માનની નજરે જોનાર ઉપર પણ એક પ્રકારનો અણગમો હતો.

ને દીકરાએ જ્યારે ખાઈ જવાની વાત કરી ત્યારે એવા તો એ મનમાં ગિન્નાઈ ગયા! તીખા અવાજે કહ્યું પણ ખરું : 'મુદ્દો સમજતો નથી–ખાઈ જવાનો ક્યાં અહીં સવાલ છે, જગત ?'

'સમજી ગયો. તમે પોતે ગાંધીજીના કર્મયોગમાં માનો છો ને!'

જિતેન્દ્રભાઈને આ છોકરાઓ માટે પણ જોઈએ તેવો સંતોષ નો'તો. થયું : 'જુઓને! બાપુ માટે ય આ છોકરો 'ગાંધીજી' વાપરે છે! મહાત્માજી પણ નહિ!' ને વચ્ચે બોલી દીકરા આગળ પોતાનો ઊભરો ઠાલવ્યો : 'એટલું પણ તમે સમજતા નથી કે હિંદુસ્તાનને સ્વરાજ મળ્યું એ બાપુને પગલે મળ્યું. ને એવા પુરુષ માટે બીજાં તો ઠીક પણ અમારાં સંતાનોય જ્યારે 'બાપુ' કહેતાં શરમ અનુભવે ત્યારે કોને દોષ દેવા જવો!'

જગત સમજુ જુવાન હતો. ચૂપ જ રહ્યો.

જિતેન્દ્રભાઈએ પાંચ દસ પળના મૌન પછી વળી કહ્યું : 'આ જ પ્રસંગની વાત કરીએ તો–તારી બા માટે તો સમજ્યા હવે! મૂળે ય એનો સ્વભાવ ધાર્મિક છે, પણ તમે બે જુવાન દીકરાઓ પણ એટલું નથી સમજતા કે જમાનો હવે બદલાઈ ગયો છે. ને તેમાં પણ તમે બે ભાઈઓએ તો પશ્ચિમની પણ કેળવણી લીધી છે. છતાં ય–તું તો ભલા અહીં છે પણ મોટો તો તારાં બા સાથે છે ને? એ પણ એટલું ન કહે કે પુણ્ય દાન કરવું હોય તો આ સાધુને અહીં જ કરી દો, બાકી એને સાથે લઈ જવાની શી જરૂર છે?'

જગતે પિતાને શાન્ત પાડતાં કહ્યું : 'હજી જુઓ તો ખરા! કેવો સાધુ છે, શું કામ આવે છે, ને બા પણ કંઈ એવાં મૂર્ખ તો નથી જ કે જેવા તેવા માણસને છેક હિમાલયથી લઈ આવે?' ઉમેર્યું, 'એ પણ ક્યાં ગાંધીજીનાં અનુયાયી નથી કે વિના કારણે સાધુને પોતે રોટલા જમવા લઈ આવતાં હશે!'

જિતેન્દ્રભાઈનો રોષ ખલકે ચીડ ખાસ કંઈ ઓછાં ન થયાં. ધારાસભામાં જવા માટે તૈયારી કરવા લાગ્યા ત્યારે પણ બડબડાટ તો એમનો ચાલુ જ હતો : 'અમારાં જ સંતાનો અમારી ભાવનાઓની ઠેકડી ઉડાડે છે પછી બીજા લોકોની ક્યાં આપણે ટીકા કરવી?...ખૂબી તો એ છે કે આ સાધુસંતોની બાબતમાં તો પશ્ચિમના વિચારો પણ બાપુના વિચારોને મળતા આવે છે, જ્યારે રશિયાએ તો આવા માણસોને પકડી પકડીને કારખાનાંમાં જ જોતરી દીધા હતા; ને ચીન તો વળી–આજની જ વાત કરીએ તો લાલ સંત્રીઓની નજર જો આપણી મોટર ઉપર પડે તો સાધુને જ નહિ; એ સાધુને પડછે તારી બા અને ભાઈને, ને ભેગો એના ડ્રાઈવરનેય ખતમ કરી નાખે– ઉંદરોને ખતમ કર્યા એ રીતે...'

આ પછી દીકરા સાથે ટેબલ ઉપર જમવા બેઠા ત્યારે પણ– અવાજ ભલે ઠંડો અને મીઠો હતો, બાકી વિષય તો આ સાધુનો ને ગાંધીજીનો જ ચાલતો હતો.

એન્જિનિયર દીકરો પણ વિચારમાં પડી ગયો હતો : 'બાપુજીને અમારાં પશ્ચિમી ઢબછબવાળાં કપડાં તરફ જેટલો અણગમો નથી એનાથી અનેકગણો આ સાધુસંતો માટે કેમ છે?'

છતાંય એનો વિચાર પ્રશ્નો કર્યા વગર મૂંગા મૂંગા સાંભળ્યા કરવાનો હતો. પણ ગાંધીવાદી પિતા જ જો પોતાની જબાન ઉપર સંયમ નો'તા રાખી શકતા તો યુવાન દીકરાનો શો દોષ!'

ને ન બોલવાનો વિચાર હોવા છતાંય જગત કહ્યા વગર ન રહી શક્યો : 'હજી જુઓ તો ખરા! સાધુ આવે પછી વાતને.'

પિતાને આ ભણેલોગણેલો દીકરો આજે કમઅક્કલ લાગવા માંડ્યો. ઊમટી આવેલી ચીડ ઉપર હાસ્યનો પાઉડર છાંટતાં કહ્યું : 'તને એમ છે કે હું વગર વિચાર્યે–માત્ર રોષે ભરાઈને બોલું છું?'

દીકરાને હસતે ચહેરે તાકી રહેલો જોઈ ઉમેર્યું: 'ચાતુર્માસ ગાળવાનું લખ્યું એટલે તું જ ગણી લે ને કે ચાર-પાંચ મહિના પડ્યા રહેવાનો ને તારાં બા જેવાં અંધ શ્રદ્ધાળુઓને ભેગાં કરીને ઉપદેશ દીધે રાખવાનો.'

દીકરો ખરેખર દ્વિધામાં મુકાયો હતો. હાં હાં પણ નો'તો કરી શકતો; ને વિરોધ કરવો પણ ઠીક નો'તો લાગતો. ને વાત ઉડાવતો હોય બલકે સમાપન કરવા માગતો હોય એ રીતે કહ્યું, 'ચાતુર્માસ ગાળશે ને ઉપદેશ દેશે તોપણ,–' એકાએક એને પિતાને ગમતી વાત યાદ આવતાં કહ્યું, 'મને તો લાગે છે ગીતા વાંચશે. બાપુજી! બાને પણ ગીતા જ ગમે છે ને?' ઉમેર્યું, 'કાં તો બહુ સરસ સમજાવતા હશે.'

'ગીતાં જ સમજવી હોય તો બાપુએ ક્યાં કમ સમજાવી છે? ઊલટાની એમણે તો ગીતા જીવી દેખાડી છે.'

દીકરો હવે પામી ગયો કે કોઈ પણ બાબત બાપુજીના આ સાધુસંતો તરફના પૂર્વગ્રહ સામે ટકી શકવાની નથી. અને એણે જમવા તરફ લક્ષ આપી હાં એ હાં કર્યે રાખી.

ને જમવાનું પતાવી પોતાની મોટર લઈને જગત કારખાને ચણ ઊપડી ગયો.

પરંતુ આજે કામમાં પણ એનું ચિત્ત નો'તું લાગતું. થતું: ગંગોત્રીથી ત્રણ દિવસે પત્ર આવ્યો એ હિસાબે બા તથા મોટાભાઈ આજકાલમાં જ આવવાં જોઈએ. ને બાપુજી જો સાધુનું ક્યાંય અપમાન કરશે કે મોટાભાઈના દેખતાં બાને તતડાવશે તો આમેય મોટાભાઈને ને બાપુજીને એકબીજા તરફ ઊંચાં મન તો છે જ, ને આ વખતે તો બાપદીકરાનો સંબંધ જ તૂટી જશે......

અરે મોટાભાઈ તથા બાપુજીના સંબંધ તૂટવાની પણ એને ખાસ ચિંતા નો'તી. આમેય મોટાભાઈ પરણ્યા પછી અલગ જ

રહેતા હતા ને ધંધો પણ એણે સાસરાપક્ષની મદદથી પોતાનો આગવો જમાવ્યો હતો. પણ બાને બિચારીને સૂડી વચ્ચે સોપારી હતી. મોટા દીકરા ઉપર બાના વાત્સલ્યનો પાર નો'તો, તો દીકરાને પણ મા તરફ ઘણો ઘણો પ્રેમ હતો. એટલે જ એ કેટલાંય વર્ષથી બદ્રીનારાયણનાં દર્શન કરવા તલસી રહેલાં બાને પોતાની મોટરમાં લઈને લગભગ આખા ભારતની યાત્રા કરાવવા મહિના એકથી ઊપડી ગયો હતો! પત્નીને સાથે લઈ ગયો હતો એ પણ ખાસ તો બાની દેખભાળ માટે. બાકી સુખી ઘરની પત્ની તો બચપણમાં અને સમજણી થયા પછી પણ બે વાર આખું ભારત ઘરની મોટરમાં ફરી આવી હતી...

મોટાભાઈનો આગ્રહ તો બાને પોતાને બંગલે રાખવાનો પણ હતો. ઘણી વાર એ પિતાની ગેરહાજરીમાં જગતના સાંભળતા બાને કહેતો: 'આખી ય જિંદગી બાપુજીએ તારા માથા ઉપર કપડાં ધો ધો કર્યાં છે. હું નાનો હતો ત્યારે મને યાદ છે: રેંટિયો કંતાવતા ને જાડાં જાડાં કપડાં પે'રાવતા, ભગવાનની સેવા પણ તને પૂરી નો'તા કરવા દેતા ને દેશસેવા ને લોકસેવાનું બૅન્ડવાજું આખોય વખત તારી આગળ વગાડ્યા કરતાં...'

ગમે તેમ પણ જગતને આ સાધુના આવવાથી બંગલામાં ને કુટુંબમાં કલેશ થાય એ નો'તું ગમતું. પિતાનો અણગમો જોતાં તો ડર પણ લાગતો હતો: 'એ કદાચ—એ લોકના આવતામાં તો કશું નહિ કરે; પણ પાછળથી બંગલામાં કાં તો સાધુનાં પ્રવચન ચાલશે ને આસપાસના લોકો સાંભળવા આવશે તો કોઈ દિવસ જ્વાળામુખીની જેમ એમનો ગુસ્સો ફાટી નીકળશે. અત્યારે જ કહે છે ને: 'અહીં આવીને નવરા લોકોનો મેળો ભરશે ને'—.

જગત પોતે કલ્પના પણ કરી શકતો હતો: બંગલાના પાછલા ભાગમાં ભલે સાધુનું પ્રવચન ચાલતું હોય પણ એક તરફ કર્મયોગમાં

માનનારા બલકે 'આરામ હરામ હૈ' એ સૂત્ર રટાવનારા આગેવાનોની મીટિંગ હોય ને બીજી તરફ 'કામ હરામ હૈ' એવા આ સાધુની દેવદેવીઓની ઉપાસનાનો ને અસાર સંસારનો ઉપદેશ થતો હોય એ લાગે પણ બેહૂદું !

જગતને એ વાતની તો ખબર નો'તી કે ગીતા શું કહે છે ને કઈ બાબતનો ઉપદેશ આપે છે. બલકે વાર્તા ઉપરથી તો એને ગાંધીજીએ તારવેલી અહિંસા બેહૂદી લાગતી હતી. કારણ ગીતાનો મૂળ મુદ્દો તો અર્જુનને યુદ્ધ તરફ વાળવાનો હતો. એટલે આ સાધુ જો એવો ઉપદેશ આપે તો–

જગતના હાથમાં તો પિતાના અણગમાનું કારણ પણ હવે આવી ગયું ને બરાબર એમની તરફેણમાં એનું ડોકું હાલવા લાગ્યું : 'વાત સાચી. ગાંધીવાદી માનસવાળા મોટા મોટા આગેવાનો ભારતભરમાંથી આપણે ત્યાં અવારનવાર આવે છે ને કેટલાકનો તો આપણે ત્યાં ઉતારો હોય છે. હવે જો આ હિમાલયનો સાધુ ચાર પાંચ મહિના આપણે ત્યાં પડ્યો–પાથર્યો રહે તો–એક તરફ કર્મયોગમાં ને માનવસેવામાં માનનાર આપણા નેતા ને બીજી તરફ જીવનત્યાગ કરીને બેઠેલો પેલો સાધુ ! કેવું લાગે !'...

પછી તો જગતે એક રસ્તો પણ વિચારી રાખ્યો : એમ હશે તો–ભાઈનો બંગલો તો નાનો છે પણ ભાઈની મારફત એના સાસરા પક્ષમાં આ સાધુને ખસેડીશું. એ લોકો સાધુસંતમાં માને છે ને એમને ત્યાં ઘણી વાર આવા સંતો આવે છે પણ ખરા...

છતાં ય જ્યારે ભાઈની મોટર આવી ને પાછલી સીટમાંથી બટ. તથા પેલો સાધુ અને ભાભી ઊતર્યાં ત્યારે તો ઓસરી ઉપર ઊભેલા પિતાને માટે જગતને ફાળ જ હતી; રખેને ક્યાંય ચિડાઈ ઊઠતા ! અલબત્ત પિતાના મોં ઉપર હસવું તો હતું જ પણ એવું બનાવટી હતું કે માણસના વેશમાં માંકડું જેમ પહેલી નજરે પરખાઈ આવે એ રીતે—

ને બાને મળવા માટે દોડી જવા ઇચ્છતા હૃદયને દબાવી બાપુજી પાસે આવી એમને જાણે કાનમાં કહેતો હોય એ રીતે જગત વીનવવા લાગ્યો: 'હમણાં કંઈ બોલતા નહિ હોં બાપુજી!' ને બાને ભેટવા ઊપડી ગયો. ભલું પૂછવું આ સિદ્ધાંતવાદી પિતાનું. ઘડી પહેલાં ચા પીતાં કહેતા હતા એ જ શબ્દો અહીં બાની સામે કાઢી પણ બેસે: 'ઠીક આ યાત્રાનું ફળ લઈ આવ્યાં!' એમને કોઈની શેહ તો હતી જ નહિ—અરે મૂળે ય એ ક્યાં ગાંધીજી કે સરદાર વગર ત્રીજાની વાત કાને સુદ્ધાં ધરતા હતા?!

પણ જગતે જોયું તો બાપુજીની ઉમ્મરના પેલા વૃદ્ધ સાધુએ જ, થાંભલાની જેમ ઊભેલા ને સાધુને જાણે જોતા જ ન હોય એ રીતે બા તથા ભાઈને સમાચાર પૂછતા પિતાને હાથ જોડીને વંદન કર્યાં.

પિતાએ અલબત્ત હાથ જોડીને ઉત્તર તો વાળ્યો, પણ એમની સાથે કશી વાતચીત કરવાને બદલે મોટરમાંથી સામાન ઉતારતા નોકરોને કહેવા લાગ્યા: 'સાધુજીનો સામાન પાછળના બ્લોકમાં લઈ જાઓ!' ને 'હા' કહેતા નોકરોને વળી સંભળાવ્યું: 'ગૅરેજ તરફના બ્લોકમાં નહિ, સંડાસ તરફના બ્લોકમાં.'

અલબત્ત નોકરો માટેના આ સંડાસ બંગલાથી ઠીક ઠીક છેટે હતા ને એ હિસાબે એ તરફના આ બ્લોકમાં સહેજ પણ હરકત આવે એવું ન હતું. પણ જિતેન્દ્રભાઈએ સંડાસ શબ્દ વાપરીને વાત કરી એ કોઈને ય ન રુચિ.

જો કે સાધુ તો—જગતે જોયું તો 'સંડાસ'નો અર્થ જ ન સમજતો હોય એ રીતે એનું મોં હસું હસું જ થતું હતુ.

તો પત્ની પણ—એવું કંઈક લાગ્યું હશે ત્યારે જ એમણે સાધુને મોટા દીકરાની સાથે દીવાનખાનામાં મોકલ્યા પછી પતિને કહ્યું'ને: 'હમણાં ભલે બે દિવસ રહ્યા. પછી નહિ ફાવે તો વેણુના પિયરમાં—એ

લોકને પેલું આઉટ હાઉસ છે એ આવા આવા સંતો માટે જ છે ને ત્યાં રાખીશું !' અને પછી પતિને સમાચાર પૂછવા લાગ્યાં : 'ટીંચણના ફ્ળતરે ઊથલો તો નથી માર્યો ને ?...શરદી કેમ રહે છે ?...' વગેરે.

જવાબ આપવા વળેલા જિતેન્દ્રભાઈના મોંમાંના પેલા શબ્દો પણ પછી તો ઓગળવા લાગ્યા–નહિ તો એમને કહેવું જ હતું : 'એ બધું–ફાવે ને ન ફાવે ને બીજા કોઈનું આઉટ–હાઉસ ખોળવું એના કરતાં સાથે જ ન લાવ્યાં હોત તો ?'

પછી તો એ મોટા દીકરાને તથા પુત્રવધૂને સમાચાર પૂછ્યા ને એ રીતે કુટુંબ સાથે હળીભળી હળવા થવા મથી રહ્યા...

સાંજ સુધીમાં તો સાધુ માટે પણ મન મનાવી લીધું : 'કંઈ નહિ ! થોડા દિવસ આપણે ત્યાં રહેશે તો બગડી પણ શું જવાનું છે ?......'

અઠવાડિયું પણ નીકળી ગયું. જગતને પણ, પિતાને આ બાબતમાં શાન્ત જોઈને એક પ્રકારની નિરાંત વળી.

પણ જિતેન્દ્રભાઈ કોઈ તકની રાહ જોતા હોય ને અઠવાડિયા સુધી ન મળતાં થાકયા હોય એ રીતે પત્ની આગળ સવાલ કર્યો : 'આ તમારા મહારાજ કંઈ પ્રવચન કે ગીતાવાચન કરવાના છે કે આમ જ પડ્યા રે'શે ?'

નવાઈની વાત હતી કે જે જિતેન્દ્રભાઈને પોતાના બંગલામાં આ બેઠાખાઉ સાધુનાં અર્થ વગરનાં બલકે જીવનથી વિમુખ કરવા સરખાં પ્રવચનો સામે વાંધો હતો, એમને હવે પ્રવચન વગરનો આ સાધુ વધારે અર્થ વગરનો લાગવા માંડ્યો !

પત્નીએ કહ્યું : 'એ પોતે ઉપદેશ કે પ્રવચનમાં માનતા નથી.'

'તો શામાં માને છે ?' જિતેન્દ્રભાઈએ હોઠ ઉપર હાસ્ય ફરકાવતાં પૂછ્યું.

'એ કહે છે કે પ્રવચન કરતાં મૌનમાં અનેકગણી શક્તિ છે.'

'હજી સુધી આપણે કોઈ મૂંગો માણસ શક્તિશાળી નથી જોયો!' જિતેન્દ્રભાઈએ પત્નીને બનાવતાં કહ્યું, ઉમેર્યું: 'તો તો તમારે બહેરા–મૂંગાની શાળામાંથી એકાદ મૂંગો માણસ જ લઈ આવવો હતો ને? આને બિચારાને છેક ગંગોત્રીથી શું કામ તકલીફ આપી?'

જિતેન્દ્રભાઈનાં પત્નીમાં–ગુણ કહો કે અવગુણ કહો પણ એવો એક જુસ્સો હતો કે ન બોલે ને બોલે તો જિતેન્દ્રભાઈનો મૂંગા થયે જ છૂટકો થતો.

એટલે બે–ત્રણ આવા કટાક્ષો સાંભળ્યા પછી પત્નીએ એમની સામે નજર માંડતાં કહ્યું: 'આટઆટલાં તમે ભાષણ કરો છો ને એ ભાષણોના પાઠ ભારતના લાખો રેડિયા કરે છે છતાંય શું ઉજાળ્યું?'

છાતી કાઢતાં જિતેન્દ્રભાઈએ કહ્યું: 'ઉજાળ્યું તો નહિ ને સત્તર સત્તર વર્ષ સુધી ભારત ઉપર રાજ્ય કર્યું છે!'

'મારી આગળ આ વાત કરી એ કરી. જો જો ક્યાંય પેલા સંત સામે આવું આવું બોલતા!' પત્નીએ વહાલસોઈ નજરે પતિ સામે જોતાં શિખામણ આપી.

'કેમ?...એ મારી કિંમત કરશે એમ?'

'એની પાસે તો આખી માનવજાતની કિંમત છે, પછી તમારી શું એ અલગ કિંમત કરવાના હતા?' ને પતિ સામે જોઈ કહ્યું: 'તમને તમારી જીભ ઉપર કે ગુસ્સા ઉપર કે વૃત્તિઓ ઉપર, કશાય ઉપર જરા સરખોય કાબૂ નથી, ને શું કામ અમસ્તા બડાઈ હાંકો છો?' ઉમેર્યું: 'ઘરનાં માણસો ય ખાલી હાં હાં કરે છે ને ઉપરથી કો' છો રાજ્ય કર્યું.' લાગલું જ ઉમેર્યું: 'માટે આ સાધુ આગળ આ રીતે ન બોલશો.'

'નહિ તો ?' જિતેન્દ્રભાઈની કમાન છટકું છટકું થતી હતી.

પત્નીએ પણ લીટી ભેગો લસરકો આજે તો કરી જ નાખ્યો : 'ઝાંખા પડશો.'

'અત્યાર સુધી કોઈ જગ્યાએ ઝાંખો પડ્યો હોઉં એમ મને યાદ નથી.' કહી તિરસ્કાર સાથે ઉમેર્યું : 'તો લોકોના ઉપર પોતાના જીવનનો ભાર નાખનાર આ આળસુ શું મને ઝાંખો પાડવાનો હતો ?'

'વાત તો કરો એમની સાથે.' મીઠા સ્વભાવની પત્નીએ પતિને જાણે વિનંતી કરી.

'શું કામ હું વાત કરું ? એને વાત કરવી હોય તો આવે મારી પાસે !'

'આઠ દિવસથી તમારે ત્યાં આવ્યા છે. એક દિવસ–'કંઈ તકલીફ તો નથી મહારાજ ?' આટલું પૂછ્યા સિવાય બીજી કશી વાત તમે કરી છે ?'

'એનો રસ્તો સૂર્યાસ્ત તરફનો છે ને મારો સૂર્યોદય તરફનો છે પછી શું કામ હું વાત કરું ?' ઉમેર્યું, 'એ એના સાધુપણાની ઊંચાઈએથી વાત કરવા જાય એ આપણને ન ગમે.'

ને પત્નીએ આ મહારથી પતિને હસતાં હસતાં ચોખ્ખું સંભળાવી દીધું : 'એમ ડહ્યા કરતાં એમ કહો કે તમને એમની આગળ વાત કરતાં ફાવતું નથી.'

'એમાં શું ફાવવાનું છે ?'

'કરજો ને તો વાત–કોઈ વખત સમય કાઢીને. આમ કહી પત્ની ચાલતાં થયાં.

જિતેન્દ્રભાઈને કહેવું હતું : તમને આ સાધુ 'ગંગોત્રી મૈયા, ગંગોત્રી મૈયા' કરે છે એટલે તમે ય એને–

પણ આ પછી એકલા પડેલા જિતેન્દ્રભાઈને પણ થવા લાગ્યું કે પોતાને આ સાધુથી કંઈક ક્ષોભ સરખું લાગે છે, માટે જ એમની સાથે વાતચીત નથી કરતા.

ને પોતાની આ નિર્બળતાનો ખ્યાલ આવતાં બીજી જ સવારે જિતેન્દ્રભાઈ ઓસરીમાં બેઠેલા સાધુ પાસે જઈ બેઠા. વાત ઉપાડતાં પૂછ્યું : 'કોઈ સભાબભા રાખીએ તો તમે પ્રવચન આપશો ને મહારાજ ?'

'કિસ વિષય પે ?'

'આધુનિક જીવન ઉપર' જિતેન્દ્રભાઈએ પણ વિદ્વત્તાપૂર્ણ વિષય આપ્યો.

'જીવન સ્વયં પ્રવચન છે, જિતેન્દ્રભાઈ,' સાધુએ હસીને ગુજરાતીમાં કહ્યું.

'એમ ગોળ ગોળ વાત ન કરો, મહારાજ.' જિતેન્દ્રભાઈ માનતા હતા કે આ લોકો સૂક્ષ્મની ને ચમત્કારોની વાતો કરીને નિર્બળ મનના લોકોને ભરમાવે છે.

મહારાજ, 'બહસ' કરવા આવેલા જિતેન્દ્રભાઈની વૃત્તિ પામી ગયા હોય તો નવાઈ નહિ હસીને બોલ્યા : 'પ્રવચન કરના અપના કામ નહિ હૈ !'

'તો તમારું કામ શું ?' જિતેન્દ્રભાઈ મૂળ વિષય ઉપર આવવા લાગ્યા.

'બસ, યહી !' કહી પોતાની મસ્ત સ્થિતિ હાથ ફેલાવીને દેખાડતાં સાધુ મહારાજ હસવા લાગ્યા.

'તો પછી હિમાલય છોડીને અહીં શું કામ—આટલે દૂર આવ્યા મહારાજ ?'

'ગંગોત્રી મૈયાને બડે પ્રેમસે પૂછા : ચલોગે મહારાજ અપને વહાં ? હમને કહા ચલો, ગંગોત્રી મૈયા કે દર્શન કિયે તો હિમાલય કે ભી કર આવે !'

જિતેન્દ્રભાઈ જાણતા હતા સાધુએ પત્નીનું નામ 'ગંગોત્રી મૈયા' રાખ્યું હતું એ. પણ હિમાલયની સમજણ ન પડી. બલકે હિમાલય શબ્દ પોતાના માટે તો નથી વાપરતા આવો વહેમ પડવાથી જ કહ્યું: 'હિમાલયનાં દર્શન કરવા આવ્યા છો, ને ફરતા તો છો નહિ?'

'કહાં ફિરે?'

'ગુજરાતનાં દર્શન કરવા.'

સાધુને એવી તો ગમ્મત પડી! ખડખડ કરતા હસી પડ્યા. બોલ્યા, 'અરે આપ હી ખુદ હિમાલય હૈ!'

જિતેન્દ્રભાઈને વહેમ પડ્યો. સાધુ પોતાની મશ્કરી તો નથી કરતો. ખુશામત કરતો હોય એ પણ બનવાજોગ હતું. ને ગંભીરતા બલકે અણગમા સાથે કહ્યું, 'એમ તમે અઘટતી વાત ન કરો મહારાજ.'

'કયા?' પોતાને લબાડ કહ્યો હોય ને એ લબાડપણું સમજવા માગતા હોય એ રીતે સાધુએ એકાગ્ર બની જિતેન્દ્રભાઈ સામે તીક્ષ્ણ નજર માંડી હતી.

ક્ષણ બે ક્ષણ તો જિતેન્દ્રભાઈ ડઘાઈ રહ્યા. બોલ્યા તે પણ હસવાનો પ્રયત્ન કરતાં 'મને તમે હિમાલય કહો એ બરાબર નથી લાગતું.'

'કયોં મગર?' સાધુ ગંભીર જ હતો.

'ગઈ કાલે જ મારી પત્નીએ મને રહ્યું હતું ને હું પોતે પણ પણ સમજું છું કે હું ઘણો ઉગ્ર અને અસહિષ્ણુ છું.'

'બરાબર સમજો છો?' સાધુની નજર એવી જ હતી.

'એટલુ તો સમજાયને મહારાજ.'

ને આ સાંભળી સાધુના મોં ઉપર એવો તો અવર્ણનીય આનંદ પથરાઈ રહ્યો કે—

જિતેન્દ્રભાઈ પણ વિચારમાં પડી ગયા : આ સાધુ અર્ધો ગાંડો તો નહિ હોય ને ?

ત્યાં તો સાધુએ હાક પાડી : 'ગંગોત્રી મૈયા...જરા આ જાના ઉપર !' ને પછી આ આનંદ સ્થિતિમાંથી સ્વગતની જેમ બોલવા લાગ્યા ! 'હો ગયા ભગવાનકા કામ, અબ મૈં રજા લૂંગા.'

ડઘાઈ રહેલા જિતેન્દ્રભાઈએ પૂછ્યું : 'કેમ મહારાજ આમ ? મેં તમને દુઃખ થાય એવું તો કંઈ કહ્યું નથી !'

'દુઃખ કહાં હૈ !...દેખતે નહિ ? ઐસી કભી ભગવાન કી કૃપા દેખી હૈ તુમને !' ને આવી ઊભેલાં જિતેન્દ્રભાઈનાં પત્નીને કહેવા લાગ્યા : 'ગંગોત્રી મૈયા અબ મૈં જાઊંગા. મેરેકો કલ હરદ્વારકા ટિકટ નિકલવા દો !'

બિચારાં પત્ની ! એમને પણ થયું કે પતિએ કંઈ આ સાધુને દુભવ્યા તો નથી ?

ત્યાં તો આ બે જણાની દ્વિધાભરી સ્થિતિ ઉપર વળી મહારાજ હસી પડ્યા. બોલ્યા : 'નહિ નહિ મૈયા, આપ કોઈ તર્કવિતર્ક મત કરો. 'અપના કામ હો ગયા.'–કા મતલબ હૈ યહ અપને ગિરિરાજકી આત્મા ખૂલ ગઈ હૈ. છિદ્ર બન ગયા હૈ, ખુદ ખુદસે કહેને લગે : 'મૈં ઉગ્ર ઔર અસહિષ્ણુ હૂં !' ફિર ઇસસે જ્યાદા અપનકુ ક્યા ચાહીએ ?' અને વળી સ્વગતની જેમ બોલવા લાગ્યા : 'જબ કોઈ આત્મા જાગૃત હો કર ખુદકો દેખતી હૈ તો ભગવાન કી વહ કરુણા પે હમે બડા આનંદ હોતા હૈ.'

છતાંય આ પતિપત્નીને સંતોષ થયેલો ન જોતાં મહારાજે કહ્યું : 'કલ ગાડી પે ઔર બાત બતાઊંગા. ટિકટ નિકલવા લો.'

...ને બીજી સાંજે ગાડી ઊપડવાની થઈ ત્યારે મહારાજે જિતેન્દ્રભાઈનો હાથ હાથમાં લેતાં કહ્યું: 'ગંગોત્રી મૈયાકી સાધના દેખ કર મૈં, હિમાલયકી યાને આપકી ચેતના કો એક ટકોરા લગાને કે લિયે હી આયા થા. ઉસ સમય માના થા કી કુછ દિન લગેંગે, પર મહાત્માજી (ગાંધીજી) કી રાહ પે કી હુઈ તૂટીફૂટી સાધના આપ કે કામ મેં આઈ ઔર આઠ હી દીન મેં અપના કામ બન ગયા!... જાગૃત રહોગે ઔર ઇસી તરહ અપને કો દેખતે રહોગે તો આગેકી કોઈ ફિકર નહિ હૈ.' ને જિતેન્દ્રભાઈની આંખમાં નજર માંડતાં ઉમેર્યું: 'એક હી બાત અપની વૃત્તિયાં કો, એક એક ક્રિયા કો, બિચાર કો ભી–દેખતે રહો. જહાં જહાં ક્ષતિ દીખે પકડ પકડ કર ભગવાન કો સોંપતે રહો, બસ યહી બાત!'

ને ગાડી ઊપડવાની થઈ ત્યારે છોકરાઓ તથા ગંગોત્રી મૈયા સાથે આખાય કુટુમ્બને આશિષ આપતાં ઊપડતી ગાડીએ જિતેન્દ્રભાઈને વળી કહ્યું: 'એક હી બાત: ખુદ કો દેખો! જય સચ્ચિદાનંદ!'...

ને કુટુમ્બ સાથે 'જય સચ્ચિદાનંદ'નો ઉચ્ચાર કરતા જિતેન્દ્રભાઈ તો કેટલીય વાર સુધી ગાડી તરફ તાકતા એકજ વિચાર કરતા હતા: હિમાલયનો આ સાધુ આવ્યો શું ને ઊપડી ગયો શું?...

ઘર તરફ પીઠ ફેરવી ત્યારે પણ થતું હતું:

ચમત્કાર જેવું નથી લાગતું?



૩

# મૅન્શનનું નોકરમંડળ

શેઠ-શેઠાણીના નાના બે દીકરાઓને અતિ પ્રિય એવી બાસુંદી બનાવી રહેલા ધનેશ્વર મહારાજનું મન દૂધ હલાવતાં હલાવતાં પોતાના વતનમાં જઈ પહોંચ્યું...પોતાના એક કુટુંબીનું સુખી કુટુંબ ખડું થયું ને સુખી થવાના કારણરૂપે કુટુંબીએ કરેલું એક સત્તાધારી પુરુષનું બહુમાન અને એના પ્રતાપે ઊભી થયેલી સહકારી મંડળી વગેરે પણ ધ્યાનમાં આવ્યું. મનોમન બબડી પડ્યા: 'છાશના સાંસા હતા, એનાં છોરાં આજે બાસુંદી ખાતાં થઈ ગયાં, ભાઈ!'

ને ધનેશ્વરને તુક્કો સૂઝયો: મૅન્શનના બધા નોકરોએ મળીને શેઠનું માનપાન કર્યું હોય તો?

વીસ વીસ વર્ષથી શેઠના રસોડે કામગીરી બજાવતા ને છેલ્લાં દસેક વર્ષથી તો પોતે જ રસોડાના કર્તાહર્તા બનેલા ધનેશ્વરનો આ વિચાર 'વિનાશકાળે વિપરીત બુદ્ધિઃ' હતો કે ઉત્કર્ષની ઘડીરૂપે કોઈ સદ્‌વિચાર સૂઝયો હતો કે ગમે તેમ, પણ જે રીતે ચાંદી સરખા લોખંડની તાવડીમાં ઉપર-નીચે થતું દૂધ ઘટ્ટ થતું જતું હતું એ રીતે ધનેશ્વરનો આ માનપાન આપવાનો વિચાર પણ આમથી તેમ ઊથલો ખાતો પ્રતિ ઊથલે પાકો ને પાકો થવા લાગ્યો: એમાં શું ખોટું છે? શેઠ-શેઠાણી ઊલટાનાં રાજી થશે...અરે આપણી આ ભાવના જોઈને શેઠ જો રીઝે તો શહેરનાં સ્ત્રીમંડળો, જ્ઞાતિમંડળો ને વિદ્યાર્થી

મંડળોને જેમ જાતજાતની મદદ આપે છે એમ મૅન્શનના આ નોકરમંડળને જરૂર કાંઈક રકમ આપે. ભલેને કોઈ શેઠિયાના નોકરોએ પોતાના શેઠને એવું માનપાન અત્યાર સુધી નથી આપ્યું! ઊલટાનું આ આપણું મંડળ પોતાના શેઠને માનપાન આપે છે એ તો વળી નવી નવાઈની વાત કહેવાય.

પછી તો ધનેશ્વરે પોતાને સૂઝેલો આ નવીન વિચાર પોતાના એસિસ્ટંટ ગિરજાશંકરને પણ જણાવ્યો.

ને ગિરજાએ પણ સગડી ઉપર ફૂલકા ઉતારતાં એવો જ ફૂલફૂલો ટેકો આપ્યો: 'અદ્‌ભુત વિચાર કે'વાય, કાકા! મૅન્શનના પંદરેક નોકરોને ખર્ચેય શો આવી જવાનો છે!'

'ભોળાનાથનો હુકમ તો ખર્ચોય નહિ આવવા દઉં!' ધનેશ્વરે જવાબ આપ્યો.

ગિરજો પણ સમજી ગયો: ધનેશ્વરકાકા તેરા તેલ ને મેરા ખેલ કરે એવા છે એટલે ખર્ચોય 'ધોમીનું' પાતર ભાગેગાર!' ને કાકાને જરા પાનો ચડાવવા નાનકડો એક વાંધો કાઢ્યો: 'હારતોરા તો જોઈશે ને કાકા?'

'હારતોરાય–રામચરણ માળીથી એટલું નહિ બને કંઈ? લટ્ટુ જેવા ત્રણ જણા છે.'

'તો તો ફક્ત ચા–નાસ્તાનો જ ખર્ચો કાકા!' ગિરજાએ ફૂલકો ફુલાવતાં હળવેથી મમરો મૂક્યો.

'ચા બિસ્કિટેય ગાંડા, ગુણિયલને જરા પાનો ચડાવીશું તો શેઠાણીને રીઝવીને રસોડામાંથી જ રજા અપાવશે. શેઠાણી જ કે'શે: મહારાજને કે'જે કે રસોડામાંથી ચા–ખાંડેય વાપરજો.'

ગિરજો બોલી પડ્યો: 'તો તો તમને મૅન્શનનાં ચાપાણી મળી રહ્યાં કાકા!' ગિરજો અહીં પણ કાકાને તાણતો હતો.

'કેમ મળી રહ્યાં?' ધનેશ્વરનો તવેથોય તાવડીમાં રમતોભમતો ક્ષણેક માટે થંભી ગયો.

'જોતા નથી, શેઠાણીની કોઈ સૂચના હોય છે એય તમને કે'વાને બદલે મને જ કહીને પાછાં ફરી જાય છે!'

ધનેશ્વર ભૂલી ગયા કે ગુણિયલ વિષેની આ ટકોર મૂળ તો પોતાની જ હતી ને ગિરજાએ માત્ર એ પોતાની કરીને જ કહી હતી.

ઊલટાના ધનેશ્વર તો પોતાનામાં ગુણિયલ વિષે જે વિરોધી ભાવ હતો એમાં આ ગિરજાની ટકોરનેય પૂર્તિરૂપે જોવા લાગ્યા.

અલબત્ત અહીં તો એમણે ગિરજાને જવાબ આપતા હોય એ રીતે આમ જ કહ્યું: 'જોઈએ છીએ. ગુણિયલનીય ખબર પડશે. અરે, એય જશ લેવા તૈયાર હશે, તું જો તો ખરો.'

ને ત્રીજી સાંજે શેઠશેઠાણી તથા બાળકો સિનેમા જોવા ગયાં હતાં ને ધનેશ્વરે અહીં મૅન્શન પાછળ આવેલા ટૅનિસકોર્ટ ઉપર મૅન્શનના એ પંદરેય નોકરોની મીટિંગ મેળવી.

સ્વાભાવિક રીતે જ અધ્યક્ષપદે વણચૂંટાયલા ધનેશ્વર હતા. તો સેક્રેટરી તરીકે શેઠનો ખાસ નોકર નરસી હતો. રામચરણ માળી પણ એડવાઈઝર તરીકે અવારનવાર સૂચનો કરતો હતો. આ સિવાય ગિરજો, નાના બે માળીઓ, ગાય–ભેંસના નોકરો, ઘોડાનો એક નોકર તથા ત્રણ નાના નોકરો અને ગુણિયલ તથા બીજી એક આયા વગેરે સભાસદો પણ પ્રેક્ષક બનીને એ:-કાને આ નવી વાત સાંભળી રહ્યાં હતાં.

ધનેશ્વરે બેઠાં બેઠાં જ ભાષણ કર્યું. સાર હતો: આપણા શેઠ સાહેબની સખાવતો ને પુણ્યદાન જોઈને ઘણાં મંડળો એમનું સન્માન કરે છે તો આપણે શા માટે શેઠ સાહેબનું આપણા ગજા પ્રમાણે સન્માન ન કરવું?

ધનેશ્વરનો આ વિચાર એક બાજુ ઉપર વાજબી લાગતો હતો, તો બીજી બાજુએ 'નાના મોઢે મોટી વાત' જેવો ક્ષોભ પણ થતો હતો. પણ દુઃખની વાત એ હતી કે કોણ આમાં વિરોધ કરે કે વાંધો દેખાડે? બાકી ઘણાંને, બલકે સહુ કોઈને મનમાં તો થતું જ હતું: હવે આપણાં માનપાનની શેઠને શી પડી છે? મહારાજેય આવા ચાળા ન કરતા હોય તો!–પણ આમ કહે તો પે'લો જ ખોફ મહારાજનો વહોરવો પડે. રસોડે જમનાર ઝાઝા ભાગનાં નોકરોને તો આ 'ના'નો પડઘો જમતી વખતે પડવાની પણ પાકે પાયે ખાતરી હતી.

ને ભાષણ પૂરું કર્યા પછી શ્વાસ ખાઈને ધનેશ્વરે પહેલો જ સવાલ ગુણિયલને કર્યો: 'બોલો ગુણિયલ, તમારો શો વિચાર છે આમાં?'

'બધાંનો વિચાર એ અમારોય વિચાર ધનેશ્વર!' વીસ વર્ષ ઉપર આ યુવાન વિધવા જ્યારે નોકરીએ ચડી હતી ત્યારે ધનેશ્વર પણ ઍસિસ્ટન્ટ તરીકે કામ કરતા હતા ને એ વખતથી જ ગુણિયલ એમને નામથી બોલાવતી હતી.

ધનેશ્વરે જરા પ્રમુખની અદાથી ગુણિયલ સામે જોઈને જાણે ચૂંટી ખણી: 'એમ મોળું બોલ્યે નહિ ચાલે ગુણિયલ!' ને બધાં સામે જોઈ રમૂજ સાથે ડોક પણ હલાવવા લાગ્યા.

'મોળું ને તીખું તો જે રસોઈ કરે એ જાણે ધનેશ્વર, બાકી આપણે તો છૂટા દિલે કહીએ છીએ,' ગુણિયલે ધનેશ્વર સામે જોયા વગર જ કહ્યું.

'જો છૂટા દિલે કહેતાં હો તો આ બધા ભાઈઓ આગળ કબૂલ કરો કે શેઠાણીને રીઝવવાં એ તમારા ભાગમાં આવ્યું.'

સહુ કોઈ જાણતાં હતાં કે ધનેશ્વરને ને ગુણિયલને મૂળમાંથી જ બારમો ચંદ્રમા ચાલે છે. ને એટલે જ આ બધાં, ન તો કોઈનો મોળો કે ન કોઈનો તીખો–સરખી રીતે જ બેઉની વાતમાં હુંકારો

ભણતાં હતાં. મહારાજની વાતમાં પણ આવો જ બધાંએ હુંકારો ભણ્યો : 'ખરી વાત.'

મીટિંગની વાત સાંભળી ત્યારથી જ ગુણિયલને તો થતું હતું : રસોઈ કરી ખાવી મૂકીને આ મહારાજને સત્કારનું ક્યાંથી સૂઝ્યું હશે? પૂછ્યું : 'આમાં શું શેઠાણીને રીઝવવાં છે ધનેશ્વર?'

બીજી બાઈએ તથા નાના ત્રણ નોકરોએ પણ તટસ્થતા ભૂલીને પોતાનો જ સવાલ હોય તેમ ગુણિયલની વાતમાં હુંકારો ભર્યો : 'હાં...હાં!'

ઊભા પગે બેઠેલા એક જુવાન નોકરે તો ઉમેર્યું પણ ખરું : 'કાંઈ ફોડ પાડીને વાત કરો તો અમનેય સમજાય મહારાજ!'

ધનેશ્વરે આંખ કાઢીને સવાલ કર્યો : 'કેમ અજાણ્યો થઈને પૂછે છે, તેજા? શેઠનું આપણે માનપાન કરવા માગીએ છીએ એ વાતની તો પહેલેથી જ મેં ચોખવટ કરી છે.' ને હોઠમાં હસી મહારાજે નરસી સામે નજર નાખી.

નરસી વગર કહ્યે જ સમજી ગયો કે ગુણિયલના પક્ષમાં જઈ બેઠેલા તેજા સામે મહારાજ પોતાનો ટેકો ઇચ્છી રહ્યા છે. બોલ્યો : 'કહ્યું તો છે કે શેઠ સાહેબે બે લાખ કૉલેજમાં આપ્યા ત્યારેય આપણે કાંઈ ન કર્યું ને લાખ રૂપિયાની હૉસ્પિટલ બંધાવી ને નાનાં મોટાં બીજાંય દાન કરે છે, તો બીજાં મંડળ આપણા દાનેશ્વર શેઠ સાહેબનાં માનપાન કરે છે તો આપણેય ભેગા મળીને હારતોરા કરીએ તો શેઠના મનને સારું લાગે. બોલો, હવે તો કોઈને વાંધો નથી ને?'

નરસીના છેલ્લા શબ્દો વખતે ધનેશ્વરે ગુણિયલ સામે નજર પણ નાખી, જાણે કહેતા ન હોય : 'કે'વું છે હવે કાંઈ?' ને પોતે જ પછી સભા તરફ જોઈને કહેવા લાગ્યા : 'ખર્ચ પણ એવડો

થવાનો નથી. હાર તો આપણા રામચરણકાકા જ બનાવી આપવાના છે, ને શેઠાણી જો રાજીમાં હશે તો ચા-બિસ્કિટેય ઓછાં આપણે બજારમાંથી લાવવાના છીએ? એટલે તો હું ગુણિયલને કહું છું કે શેઠાણીને જરા એવી રીતે વાત કરે કે એમનો જીવેય રાજી થાય!' ઉમેર્યું: 'શેઠાણી રીઝશે તો શેઠેય રીઝ્યા જ સમજવા.'

'ને શેઠ-શેઠાણી કહેશે કે અમારાં ફૂલ ને અમારાં ચા-બિસ્કિટ! એમાં શું તમે માનપાન કર્યું, તો?' તેજાએ વળી મુદ્દો ઉઠાવ્યો.

'ન કે' ભલાદ'મી!' નરસીએ મોં બગાડ્યું, 'આવાં મોટાં લોક કે'તાં હશે?'

'અલ્યા, એ તો માનનાં ભૂખ્યાં!' ધનેશ્વર તેજાની મૂર્ખ વાત ઉપર હસવા લાગ્યા.

ને તેજો પણ પછી તો સંમત થયો: 'ભલે, તો અમે શું કામ ના પાડીશું?'

બીજા બે નોકરો પણ ન માનવા જેવી આ નવાઈની વાત માટે જાણે વળીવળીને રમૂજ વ્યક્ત કરતા હોય તેમ કહેવા લાગ્યા: 'આમાં કાંઈ લેવું નથી, દેવું નથી, ને ઉપરથી તમે કો' છો કે શેઠ-શેઠાણી રાજી થશે તો અમને શું કામ વાંધો હોય, મહારાજ!'

મહારાજે પછી સભાનું કામ સમેટવા માંડ્યું: 'જુઓ ગુણિયલ, શેઠાણીને વાત કરવી એ તમારા માથે. ને અમે ત્રણ શેઠ સાહેબને અરજ કરીશું.'

'શું કે'શો, શેઠને?' ગુણિયલે પૂછ્યું.

'અમને જે આવડશે તે.' ધનેશ્વરનું મોં હવે તંગ હતું.

પણ ગુણિયલ કંઈ વિરોધમાં કે વ્યંગમાં નો'તી પૂછતી. હા, એને આ એક અર્થ વગરની ઉપાધિ લાગતી હતી એ વાત નક્કી હતી.

ને પોતાની મૂંઝવણ ચોખ્ખી કરતાં ગુણિયલે કહ્યું : ‘ જુઓ ધનેશ્વર, આપણને આવાં માનપાનની વાત કહેતાં આવડે નહિ એટલે હું પૂછું છું-શેઠાણીને મારે શું કે’વું ?’

મહારાજને કહેવું હતું : ‘ બધુંય આવડે છે. તું કાંઈ કીકી નથી; પણ એમ કે’ કે તારા મનથી એમ છે કે ધનેશ્વર જશ ખાટી જશે !’ પણ ગુણિયલની મૂંઝવણ સાચી હોય તેમ કહેવા લાગ્યા : ‘ કે’વાનું કે શેઠ સાહેબ આટઆટલા ધર્માદા કરે છે ને અનેક મંડળો તમારું માનપાન કરે છે તો અમારા મંડળનુંય માનપાન સ્વીકારો.’

નીચી મૂંડીએ સળી તોડી રહેલ ગુણિયલથી કહ્યા વગર ન રહેવાયું : ‘ ને શેઠાણી પૂછશે કે ક્યારે મંડળ કર્યું તો ?’

પણ ગુણિયલના આ પ્રશ્ન પાછળ રહેલો મુદ્દો ન તો ધનેશ્વર સમજ્યા કે ન આવ્યો નરસીના ધ્યાનમાં.

ધનેશ્વરે તો ઊલટા ‘ ઈર્ષાની મારી આ બાઈ આડાં લાકડાં ઘાલે છે.’ આવા ભાવ સાથે નરસી તરફ આંખ પણ ઉલાળી. ઠાવકું મોં રાખી ગુણિયલને કહ્યું : ‘ તમે તમારે મેં કહ્યું એમ જ કે’જો ને, પાડા ને પાડી કર્યા વગર. એ જ બધું સમજી જશે-કંઈ એક બે નોકરોથી માનપાન થતું હશે ?’ મુદ્દાની વાત ભાર દઈને સમજાવી. ‘ જુઓ, ખાસ તો આપણે એ કે’વાનું કે હારતોરા કરીશું ને બજારમાંથી બિસ્કિટ ને ચા-ખાંડ લાવીને ચા તો રસોડામાં જ મૂકીશું. પછી જો શેઠાણી કે’ કે રસોડામાંથી વાપરજો-તો ઠીક છે, નકર આપણા ભાગમાં આવી આવીને કેટલા પૈસા આવવાના છે !’

ગુણિયલે ઊભા થતાં કહ્યું : ‘ કહીશ હું તો શેઠાણીને, ’ ને બીજી બાઈ સાથે પીઠ ફેરવતાં ઉમેર્યું : ‘ મારું શું જવાનું છે ?’

ગુણિયલને તો વળી એમેય હતું કે વધુ કંઈ પૂછે તો કહી પણ નાખે : ‘ મને તો આ પેટ ચોળીને પીડા ઊભી કરવા જેવું જ લાગે છે.’

નહિ તો ય ધનેશ્વરને તો ગુણિયલના 'મારું શું જવાનું છે!' આ વાક્ય ડામ જેવું લાગ્યું હતું. ને એટલે જ એ સભા બરખાસ્ત થયા પછી નરસી તથા રામચરણને કહેવા લાગ્યા: 'આજકાલ કરતાં અમને બેને શેઠની નોકરીમાં વીસ વીસ વરસ થવાં આવ્યાં પણ આ બાઈએ મારા માટે સમી જબાન વાપરી હોય એવો એક ય પ્રસંગ મારા ધ્યાનમાં નથી, નરસી!'

'ખોટી ય નહિ વાપરી હોય પણ, હોં મહારાજ!' નરસીએ અહીં હળવેક રહીને ગુણિયલની શાખ પૂરી—બલકે પૂર્યા વગર રહી ન શક્યો.

'ખરી—ખોટી કરી હોય તોય કોણ સાંભળવા ગયું છે, ભાઈ? પણ હું તને સમજવા જેવી એક વાત કહું એટલા ઉપરથી જ સમજી લેજો. પે'લાં એ (ગુણિયલ) રસોડામાં જમતી'તી પણ જેવો મેં વડા રસોયા તરીકે ચાર્જ સંભાળ્યો એ જ અરસામાં શેઠાણીને કહીને જુદી ઓરડી માગી લીધી ને હાથે રસોઈ કરવા લાગી. બોલો, શું સમજવું આપણે આમાં?'

રામચરણની આંખો પણ ડબલ પહોળી થઈ ઊઠી: 'કા કહો?!'

નરસીની ડોક પણ નવાઈમાં નમી પડી (અડધી તો બનાવટી), કહ્યું: 'શેઠના રસોડાની રસોઈ એને ન ફાવી હોય!'

'એ જ મેં એને પૂછ્યું'તું. મેં કહ્યું: શું ભાઈ તારે ઓછું પડ્યું?'

'તો?' રામચરણે કાન માંડ્યા.

ધનેશ્વરે ક્ષણેક ખચકાઈ જવાબ આપ્યો: 'કોણ જાણે કયા મેદમાં એ તો, પણ બાઈએ મને જવાબ આપ્યો: "ઓછું નહિ, વધારે પડ્યું!" બોલો, હવે શું આપણે સમજવું આમાં?'

નરસી હસવા લાગ્યો : 'કે'છે બૈરું માણસ વાંકું બોલ્યા વગર રે'જ નહિ, મહારાજ! પણ શેઠાણીને રસોડે ન જમવાનું કારણ શું આપ્યું હશે?'

'ભાઈ, આ જ સવાલ મનેય મૂંઝવતો'તો. એકએ ફેરા એને મેં કહ્યું ય ખરું કે, તેં શેઠાણી આગળ મારી કાંક ને કાંક નિંદા તો કરી જ હશે ને? એટલે એ કે' કે, કરી હશે તો ખબર પડશે. પછી આપણે એનું નામ મેલ્યું. એ જાણે ને એનો ભગવાન જાણે!'

અને પછી પોતાની આવડત અને શેઠશેઠાણીની રહેમનજરની એવી તો વાત કરી કે ઊભા થતા રામચરણેય ધનેશ્વરે ગૂંથેલા સ્વપ્રશંસાના હારમાં મઝાનું એક ફૂમતું લટકતું મૂકી દીધું : 'કામ કી આગે ચૂગલી ફૂગલી ઝખ મારત હૈ, ધનીશ્વર...'

મીટિંગ પૂરી થયા પછીય ધનેશ્વર તો ખુશ હતા; એક જરા ચુણિયલની કચકચ એમને ડંખતી હતી. પણ એ માટે ય એમણે મન મનાવી લીધું : એ હવે શેઠાણીને નહિ કે' તો–પણ શું આપણે અજુગતું કરવું છે કે ભલામણની જરૂર પડે...બહુ બહુ તો ચા, ખાંડ ને બિસ્કિટ બજારમાંથી લાવવાં પડશે એ જ ને? તોય શું? પંદર જણના ભાગમાં આવીઆવીને શું આવશે?...અને કદાચ શેઠ આપણું માનપાન નહિ સ્વીકારે તોય શું બગડવાનું છે ધનેશ્વર? આપણને શેઠ તરફ માન છે ને આપણી આવી ભાવના છે એ શેઠશેઠાણી જાણશે તો ખરાં જ ને?...તો આ બધું ઊભું કરનાર ધનેશ્વર છે એ પણ કંઈ છાનું તો રહેવાનું જ નથી... મને તો લાગે છે, નોકરોનું આ માનપાન લેવાની ના પાડશે તોય બીજાં મંડળોને હજાર–બેહજારનું દાન કરે છે એ રીતે મૅન્શનના નોકરોના મંડળને એમ ને એમ જ હજાર–બેહજાર આપી દેશે. શેઠને આપણે ઇશારોય કરીશું કે નવેનવું મંડળ છે ને મંડળ પાસે પાઈનોય ફંડફાળો નથી સાહેબ...'

આ પછી તો ધનેશ્વર શેઠના કુટુંબને જમાડતાં તો નોકરોને પતાવતાં એક સુંદર એવું ભાષણ પણ મનોમન ગોઠવતા ગયા : કર્ણના જેવા આપ પણ દાનેશ્વર છો ને અનેક મંડળો આપના દાનથી ચાલી રહ્યાં છે...આપની છત્રછાયા નીચે અમે પણ એક આ મંડળ રચ્યું છે ને....

શેઠ–નોકરોને જમાડ્યા પછી ધનેશ્વરે જ્યાં બાસુંદીનો કટોરો સીધો પેટમાં ઠાલવી જમવાનું ઉદ્ઘાટન કર્યું ત્યાં જ નરસી આવી ઊભો. કે' છે : 'ચાલો મહારાજ, શેઠશેઠાણી ખુશીમાં છે ને અત્યારે જ વાત કરી લઈએ.'

પછી તો ધનેશ્વર જમવાનું ઝાપટતા ગયા ને નરસી વિગત આપતો ગયો : 'મેં શેઠને કહ્યું કે મહારાજ ને રામચરણ આપને મળવા માગે છે. એટલે શેઠે જોયુ શેઠાણી તરફ ને શેઠાણીએ જોયું મારા તરફ. શેઠ પણ કે'તા હતા 'કેમ બેય જણા ભેગા થઈને ?' પછી મેં એમને આપણા મંડળની ને માનપાન આપવાની વાત કહી એટલે શેઠશેઠાણી બેય ઊંડા વિચારમાં પડી ગયાં છે ને તમને બોલાવવા મોકલ્યો છે.'

'કહેવું'તું ને ભલા માણસ, ધનેશ્વરે આ ગોઠવ્યું છે ?' હર્ષઘેલા ધનેશ્વરનો અડધો જીવ જમવામાં હતો, તો અડધો શેઠને જવાબ આપવા માટે શબ્દોની શોધમાં પડ્યો હતો.

ધનેશ્વરની અડધી ભૂખ તો આનંદમાં જ મરી ગઈ ગઈ હતી. ઝટપટ હાથ ધોતાકને પેલી બાજુની ભીંતે લટકતું પહેરણ પહેરતાં ને ટોપી મૂકતાં ગિરજાને વધઘટ રસોઈની સૂચના આપી.

બહાર નીકળી નરસીને પૂછ્યું : 'રામચરણ ?'

'જાઓ તમે હું એને બોલાવતો આવું.' કહી નરસી આમ ગયો ને ધનેશ્વરે મૅન્શન તરફ પગ ઉપાડ્યો.

ને ધનેશ્વર જેવા શેઠના કમરામાં પ્રવેશ્યા કે શેઠે લાગલો સવાલ કર્યો : 'શું છે મહારાજ આ મંડળનું?'

ધનેશ્વર તો બાસુંદીનો સ્વાદ માણતા હોય એ રીતે જ મંડળથી વીંટળાઈ રહેલા માનસમાં પ્રફુલ્લ હતા. કે' છે; 'હાં સાહેબ, અમને થયું કે બહારનાં બધાં મંડળો શેઠસાહેબની ઉદારતા માટે સત્કાર-સમારંભો કરે છે ને માનપાન આપે છે, તો મૅન્શનનું નોકરમંડળેય'—

'કોણે કર્યું નોકરમંડળેય?' શેઠે વચ્ચે સવાલ કર્યો.

જાણે મરચું ચવાઈ ગયું હોય એવો શેઠનો અવાજ સાંભળીને ધનેશ્વરને આવતો બાસુંદીનો ઓડકાર અડધેથી પાછો ફરી ગયો; તો વિચાર વળી, 'શું બફાયું?' આવા કોઈ પ્રશ્નમાં જ અટવાઈ રહ્યો.

શેઠાણીએ મહારાજની દયા ખાઈને રસ્તાનો ઈશારો કર્યો : 'મંડળ છે કે પછી મંડળનું નામ તમે જ લઈ બેઠા છો?'

'ના, ના. બહેન! મારી કંઈ મગદૂર છે કે સાહેબ આગળ તૂત વાત કરું! આજ સાંજે જ પંદરેપંદર નોકરોને ભેગાં કર્યાં હતાં ને એ બધાની સલાહ પછ્યા પછી જ હું મંડળનું નામ લઉં છું, સાહેબ!' આ આવ્યો રામચરણ. પૂછો બહેન, આપ જ એમને. નરસીય ભેગો હતો ને ગુણિયલ સુદ્ધાં આવી'તી બહેન. સહુનો મત મેળવીને પછી જ મંડળ કર્યું છે, સાહેબ!'

તિરસ્કારમાં હાસ્ય ભેળવી શેઠે પૂછ્યું : 'મંડળ છે તો પ્રમુખેય હશે ને કોઈ!'

'પ્રમુખ તો સાહેબ—ગણો ન ગણો તો મને જ આ વિચાર સૂઝ્યો એટલે મે જ બધાંને—'

'બસ તો!' કહેતાં શેઠ ઊભા થયા. 'કાલે ઑફિસમાંથી પગાર લઈને મૅન્શનમાંથી રવાના થઈ જજો ને બહાર જઈને હવે ઘરખાનગી નોકરોનાંય મંડળો રચ્યા કરજો.'

ધનેશ્વરને વગર વાદળે ને વગર વરસાદે માથા ઉપર જાણે વીજળી પડી ! બાજુમાં ડોક સહેજ ફેરવીને જોયુ તો રામચરણેય ક્યાંક રામશરણ થઈ ગયો ને નરસી તો વળી ઉંદર દરમાં પેસી જાય એ રીતે શેઠની પહેલાં અંદરના ઓરડામાં જ ચાલતો થયો...

ધનેશ્વરના ગળામાંથી ગળગળો અવાજ નીકળ્યો : 'મારી અરજ તો...સાંભળો...સાહેબ !' પાછળ પાછળ પગ પણ ઉપાડ્યો.

શેઠાણીએ ચેતવણી આપી : 'પાછળ ન આવશો, મહારાજ ! શેઠ વધારે ચિડાશે. કોઈનું કહ્યું તો ન માનત, પણ તમે જ તમારે મોઢે શેઠ આગળ કબૂલ કર્યું છે પછી એમાં કોઈ રસ્તો જ નથી.'

'આપ તો સાંભળો, બેન, આ ગરીબ બ્રાહ્મણની વાત ?'

શેઠાણીને પણ મહારાજની દયા આવતી હતી. ઊભાં રહેતાં કહ્યું : 'ક્યાંથી તમને આ કુબુદ્ધિ સૂઝી મહારાજ ?'

'માનપાન આપવું એનેય બેન, કુબુદ્ધિ કે'શો ?' ધનેશ્વરની આંખોમાં પાણી ભરાયાં હતાં.

'મંડળની વાત છે.' શેઠાણીએ ચીડ સાથે કહ્યું, ઉમેર્યું : 'કે હજીય મૂળ વાત નથી સમજ્યા ?'

'સમજી ગયો બેન, પણ આમાં તો–'

તો પગ ઉપાડતાં શેઠાણી વળી સ્વગતની જેમ બોલતાં હતાં : 'ગુણિયલે મને મંડળની વાત કરી ત્યારથી જ હું પણ...'

મહારાજનું કરગરવું પણ ચાલુ હતું : 'હાં બેન ! પણ આમાં તો આપ કો' તો પંદરેય નોકરોને બોલાવીને હાજર કરું. આપ જ પોતે—'

ત્યાં તો વળી શેઠે બારણામાંથી ડોકાઈને મહારાજને તતડાવી નાખ્યા : 'સમજી ગયો છું, મહારાજ હું. પંદરેય નોકર તમારી મૂઠીમાં છે. પણ–લઈ જાઓ એ પંદરનેય સાથે જો આવે તો ને

નીકળી જાઓ મેન્શન બહાર અત્યારે જ, સમજ્યા?' ને અંદર જતાં શેઠાણીને પણ કડક સૂરમાં સૂચના આપી: 'આ ડામીસ માણસ મેન્શનની અંદર સવારમાં જોઈએ નહિ!'

ને અંદર જતાં શેઠાણીએ મહારાજને પણ કહી દીધું: 'સવારમાં કામે ચડતા નહિ મહારાજ! મહેતાજીને કહીશ કે એક મહિનાનો પગાર તમને વધારે આપી દેશે!'

ભાંગ્યા પગે મેન્શનમાંથી નીકળેલા ધનેશ્વર પોતાની ઓરડીમાં જવાને બદલે ગુણિયલને ત્યાં સીધા જ ગયા ને જમી પરવારી આંગણામાંની ચોકડી આગળ બેસી વાસણ સાફ કરી રહેલ ગુણિયલને આટલા શબ્દો સંભળાવીને લાગલા પાછા ફરી ગયા: 'નોકરી ખોવરાવી ને! હવે તો તું રાજી થઈ ને?'

વસ્તુસ્થિતિ પામવા સાથે ઘા ખાઈ ગયેલી ગુણિયલે ભાનમાં આવતાં કહ્યું પણ ખરું: 'મેં તો તમને એ જ વખતે ચેતવ્યા હતા, ધનેશ્વર!'

ધનેશ્વરનેય આ જ તો કહેવું હતું: 'ચેતવ્યો ખરો, પણ વાર્યો નહિ એ તારા પેટમાં પાપ હતું ત્યારે જ ને!' પણ કેવી રીતે કહી શકે? કહેવાનો હવે અર્થ પણ ક્યાં રહ્યો હતો?



૪

# ગાંધી જયંતીના દિવસે

**ગાંધી** જયંતીની સવારમાં જ આખું શહેર ટેલિફોનની ઘંટડીઓથી ધમધમી ઊઠ્યું : 'ટર્ર્ર્ન...ટર્ર્ર્ન...ટર્ર્ન...ટરર્ન !... એંજિનના ધુધવાટ પણ ઘણી જગ્યાએ ઊડતા હતા: 'ઘૂંઉંઉંફ્'... ઘુંઉંઉફ્ !'...

ટેલિફોનનું પહેલું ચકરડું (ડાયલ) તો એક જ જગ્યાએ ફર્યું હતું: 'સુદામાની ઝૂંપડીમાં.' પણ પછી તો જે ભવનમાં આ સમાચાર પહોંચ્યા હતા ત્યાંથી ઇધરઉધર ને ઇધરઉધરથી તીતર કીતર થતાકને–આખા શહેરમાં એક જ વાત પથરાઈ ગઈ હતી: 'સંસ્કાર સંઘની ચૂંટણીમાંથી સંતુકાકા ખસી ગયા !' અલબત્ત, એક પક્ષને આ સમાચાર આનંદજનક હતા, તો સંતુકાકાના પક્ષવાળા માટે મોકાણના સમાચાર હતા. ને તે પણ ગાંધી જયંતીના શુભ પ્રભાતે ! કેટલાકને તો થયું હશે: 'આજના આ પ્રભાતને તો શુભ કહેવું કે અશુભ ગણવું ?'

આમ જોઈએ તો કેટલું મોટું શહેર ને કેટલા નાના સમાચાર હતા !

પણ એમ તો ટેલિફોનની આ દુનિયાય કેટલી બધી નાની હતી. જાણે કે એ કૂકડી હતી ને આવડું મોટું શહેરનું નગારું લઈને ફરતી હતી !

ને છતાંય આ જ દુનિયા સાચી હતી ને વીજળીના થાંભલાઓની જેમ આખા શહેરને એ જ અજવાળતી હતી!

જોકે ટેલિફોનની દુનિયા માટેય આ એક મામૂલી સમાચાર હતો—કાનખજૂરાનો એકાદ ટાંટિયો તૂટી ગયા સરખા. જ્યારે બાકીની દુનિયાને તો કાનખજૂરો આખો મરી જાય ત્યારે જ કંઈક એના કાને પડે એવી સ્થિતિ હતી. પછી આ એકાદ ટાંટિયો તૂટી ગયો એનો તો એના કાને ભણકાર સરખોય શાનો હોય!

ગમે તેમ પણ ટેલિફોનની જાળમાં પથરાઈ રહેલા જગતને કાને આ સમાચાર પડ્યા હોત તોપણ એની આંખની પાંપણ સુદ્ધાં નો'તી ફરકવાની, જ્યારે ટેલિફોનની જાળ વિસ્તારીને બેઠા હતા એમની આંખો જાણે ફાટી જતી હતી, તો છાતી જાણે બેસી જવા કરતી હતી!

હારતો! સત્તાધારી પક્ષને પ્રતિષ્ઠાનો સવાલ હતો! અલબત્ત, બેસી જતી છાતીને કડક રાખવાનો પ્રયત્ન કરનાર ને આવી આવી કંઈક પરિસ્થિતિઓને ખાઈ બેઠેલા આગેવાન પણ આમાં હતા. એ લોકો સાથીઓને હિંમત પણ આપતા હતા.

ગાંધી જયંતી નિમિત્તે એક કાર્યક્રમના ઉદ્ઘાટન અંગે બહારગામ ગયેલા લોખંડી નેતાએ તો ટ્રંક કૉલ કરનાર સ્થાનિક આગેવાન આગળ બેદરકારી પણ દેખાડી: 'શું થઈ ગયું, ભલા માણસ!... સંતુકાકા હાર્યા તો નથી ને?'

સાથી પણ સમજતો હતો કે 'બહેડું ખાવા છતાંય હવે જાયફળનો કેફ રાખવો પડશે!' પણ અત્યારે અહીં થતું હતું: 'અંદરોઅંદરેય શા માટે જૂઠો કેફ?' ને એટલે જ એણે પહેલા સાથી આગળ દલીલ કરી: 'હાર્યા ભલે નથી, પણ સામો પક્ષ તો આમ જ કહેશે ને કે હારવાની બીકે ખસી ગયા!'

પહેલા સાથીએ મોટું મન દેખાડતાં કહ્યું : 'કંઈ નહિ. સામો ભાઈ પણ આપણા પક્ષમાં જ માનનારો છે ને !'

'આપ આમ ખોટું મન ન મનાવો !' કહી બીજા આગેવાને કડવું સત્ય કહી નાખ્યું : 'સંતુકાકાને આપણે ઊભા રાખ્યા ત્યારે પણ આ ભાઈ 'આપણા પક્ષમાં માનનારો' ક્યાં નો'તો, સાહેબ ? બલ્કે, એ વખતે જ આપણે બધે એના માટે કહ્યું હતું કે આ માણસ આપણા પક્ષમાં માને છે ખરો, પણ વખત આવ્યે ગાંધીવાદની છરી લઈને આપણી વાતેય કાપી નાખે છે.' ને ઉમેર્યું : 'સંતુકાકાને આપ ફોન કરીને સમજાવી તો જુઓ ! આપનું કહ્યું માને પણ ખરા.'

'તમે સમજાવો ને !'

'નથી માનતા. એટલે જ તો મેં આપને આ ટ્રંક કૉલ કર્યો !'

'શું કહે છે ?'

'ના જ કહે છે.'

'કારણ ?'

'વૈરાગ્ય આવ્યો હોય એ રીતે વાત કરે છે. પછી અંદરખાનેથી હારી જવાનો ભય હોય કે પછી સામી પાર્ટીએ મધમાં હાથ મુકાવ્યો હોય કે ગમે તે કારણ હોય, બાકી માનતા નથી.' ઉમેર્યું : 'ઊલટા ચિડાય છે !'

પહેલો સાથી ચિડાઈ ઊઠ્યો : 'એમ કંઈ ચાલે ? આ કંઈ સંતુકાકાનો વ્યક્તિગત સવાલ નથી; આ તો છે આપણા બધાની— બલ્કે આખા પક્ષની—પ્રતિષ્ઠાનો સવાલ.'

'બ...સ, બસ ! મારું પણ એ જ કહેવું છે. પણ મેં એમને આ પ્રતિષ્ઠાની વાત કરી એ ઉપરેય એ છેડાય છે. કે'છે : આજે ગાંધી જયંતીના દિવસે આપણી જાતને ન છેતરીએ તો સારું !'

'આમાં ક્યાં છેતરવાનો પ્રશ્ન જ છે?' પહેલા આગેવાને કહ્યું. જો કે એના અવાજ ઉપરથી તો લાગતું હતું કે મોં એનું દિવેલ પીધા સરખું હશે!

બીજા ભાઈએ વળી કહ્યું: 'આપ ફોન કરીને સંતુકાકાને પૂછી તો જુઓ! અમે તો બધા જ પ્રયત્નો કરી ચૂક્યા છીએ.'

'એ...મ?' કહી પહેલા આગેવાને આખો કેસ સમજતા હોય એ રીતે સવાલ કર્યો: 'એમણે ઉમેદવારી પાછી ખેંચવામાં કારણ કંઈ આપ્યું છે કે?'

બીજો નેતા ખુશ થતાં બોલ્યો: 'એ વાત તો કહેવી જ હું ભૂલી ગયો. ભયંકર કારણ આપ્યું છે.'

પહેલો નેતા ગિન્નાયો. કે'છે 'નાટક કર્યા વગર સીધી વાત કરો ને!'

'નાટક નથી કરતો સાહેબ, અંદર જે કારણ લખ્યું છે એ સાંભળીને આપ વળી આગ આગ થઈ જશો. આખાય પક્ષનું આ ડોસાએ નાક કાપી નાખ્યું છે. સાંભળો હું એમાંથી વાંચું છું: "મારા પ્રતિસ્પર્ધીની સત્યનિષ્ઠ આકાંક્ષા જોઈને એમની તરફેણમાં હું આજે સત્તાણુમી ગાંધી જયંતીના દિવસે મારી ઉમેદવારી પાછી ખેંચી લઈને પ્રાયશ્ચિત્ત કરું છું.'

'એમ! આવું આવું લખ્યું છે? આવું લખવાની એમને જરૂર શી હતી?'

'અમારું પણ એ જ કહેવું છે, સાહેબ! અમે તો એમને ત્યાં સુધી કહ્યું કે તમારે જો ઉમેદવારી પાછી જ ખેંચવી હોય તો એમ લખો કે આ પ્રતિસ્પર્ધી અમારા પક્ષનો સભ્ય હોઈ હું પક્ષની ભાવનાને અનુરૂપ રહીને મારી ઉમેદવારી પાછી ખેંચી લઉં છું.'

'બરાબર છે.'

'પણ સંતુકાકા ક્યાં માને છે? એ તો કહે છે કે મારે તો ખુલ્લા દિલે પ્રાયશ્ચિત્ત કરવું છે.'

પહેલો આગેવાન હસ્યો! હસ્યો એમ જ કહેવું પડે, બાકી એના શબ્દોને ને હસવાને જાણે બાર બાર ગાઉનું છેટું હતું! કહે છે: 'તો તો પછી આપણેય પ્રાયશ્ચિત્ત કરવું પડશે. આ વાત એમને સમજાવો.'

'આપ તો સમજાવવાની વાત કરો છો, પણ મેં તો એમને ચોખ્ખા શબ્દોમાં સંભળાવ્યું છે કે પક્ષની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે એવા તમારા વર્તનનાં માઠાં પરિણામ આવશે.'

'પછી?'

'પણ એ તો ઊલટા હસીને કહે છે: 'માઠાં નહિ મીઠાં આવશે.'

'બસ, તો હું એમને ફોન કરીને સમજાવી જોઉં છું. જો માને છે તો ઠીક છે, નહિ તો આજ સાંજે કારોબારીની મીટિંગમા હું આવું જ છું ને એમને કહેજો કે જવાબ આપવા મીટિંગ વખતે હાજર રહે. ન માને તો ઠરાવમાં કહેવાનું કે પક્ષ વિરુદ્ધ ચાલી રહેલા કાવતરામાં સાથ આપવા બદલ આજ ગાંધી જયંતીના શુભ દિવસે સંતુકાકા જેવા અમારા જૂના સાથીને પક્ષમાંથી પાંચ વર્ષ માટે બરતરફ કરીએ છીએ ને એ રીતે પક્ષની શિસ્ત અને ભાવનાને અખંડિત રાખી બાપુને આજ અમે કર્તવ્યનિષ્ઠાની અંજલિ અર્પીએ છીએ!' આ સાથે જ દાઢમાં કોઈ કાચો ચણો કડાક દઈને ચવાયો હોય એ રીતનો અવાજ થયો—રિસીવર મૂકવાનો.

આ બધા નેતાઓ અંતરમાં ક્યાંક સંતુકાકાથી ડરતા હતા; બલ્કે, આવી આવી એમની ઉદ્ધતાઈઓને લીધે એમના ઉપર એક જાતની ઈર્ષા પણ આવતી હતી.

એક તો સંતુકાકા ઉંમરમાં થોડાક મોટા હતા ને ગાંધીજીનાં પાસાં સેવનારાઓમાંના પણ એ એક હતા. ઉપરાંત, સ્વરાજ આવ્યા પછી જે જે ચૂંટણીમાં એ ઊભા રહ્યા હતા એ દરેકમાં એટલા બધા મતોથી એ જીતતા હતા કે—

પહેલી વાર તો આ લોકોએ સામેથી એમને પ્રધાન બનાવ્યા હતા, તો બીજી વારેય એમને કોઈ બાકાત રાખી શકે એમ તો ન જ હતું; પણ સંતુકાકા એટલા હોશિયાર ખરા કે પહેલી વારના અનુભવ ઉપરથી સમજી ગયા. આ લોકોનો ને આપણો જોઈએ તેવો મનમેળ નથી એટલે પછી પ્રધાન ન થતાં અર્ધસરકારી એવી સંસ્કારી પ્રવૃત્તિ-ઓમાં પડ્યા હતા. એક વાર તો સમવાય તંત્રની સંસ્કાર સંસ્થાના ચેરમૅન સુદ્ધાં થયા હતા.

ને આ વખતે આ લોકોએ એમને અહીંના સંસ્કાર સંઘની ચૂંટણીમાં ઊભા રાખ્યા હતા–બલ્કે, સંતુકાકા જ ઊભા રહ્યા હતા. પણ પક્ષના આગેવાનો પોતે એમને ઊભા રાખ્યા હોય એ રીતનો દેખાવ કરતા હતા.

સંસ્કાર સંઘ કઈ એવી સંસ્થા ન હતી કે એમાં જો સત્તાપક્ષનો પગદંડો ન હોય તો 'સત્તા'માં કશું ઊણું પડે! પણ સત્તાધારી માનવી જેવું જગતમાં બીજું કોઈ ભુખાળવું પ્રાણી નથી. પોતાનો પંજો લંબાવવાની હમેશાં એને ખંજવાળ રહે છે. એટલે આવી સંસ્થાઓમાં પણ સીધી નહિ તો છેવટે આડકતરી ડખલ પણ એ કરે જ છે, કર્યા વગર એનાથી રહી શકાતું જ નથી!

જોકે સંતુકાકા આમ તો સ્વતંત્ર જેવા માણસ હતા, તો પણ હાલના આપણા રાજકીય પક્ષે ખુદ ગાંધીને જ સ્વતંત્ર નથી રહેવા દીધા, પછી સંતુકાકા કેની રીતે રહી શકે? બલ્કે, આવી કોઈ બિનપક્ષીય ચૂંટણી હોય ત્યારે પક્ષના નામે સંતુકાકા જેવાને આગળ

ધરતાં ફાવે એટલા માટે જ પક્ષે એમને પોતાની સાથે વળગાડી રાખ્યા હતા.

સંતુકાકા ય ક્યાં નર્યા ગાંધી હતા! એટલે જ તો પોતે પણ માનતા હતા કે હાથમાં સત્તાની લાકડી હોય તો જ કોઈ પણ પ્રવૃત્તિ સારી પેઠે થઈ શકે. ને આ જ વિચારે એ ચૂંટણીમાં ઊભા રહ્યા હતા.

સંસ્કાર સંઘની પ્રવૃત્તિ એવી જ હતી કે ભાગ્યે જ કોઈ રાજકીય પક્ષ એમાં ચૂંટણી લડવા ઊભતો હતો. ન તો અહીં રાજકીય પક્ષોની પડાપડી હતી કે નહોતી કોઈ ખેંચાખેંચ! એમાંના માણસો પણ ઝાઝો ભાગ તો આ પ્રવૃત્તિમાં સાચો રસ ધરાવનારા જ હતા; છતાંય કોણ જાણે કેમ બલ્કે, ઉપર કહી એવી ભુખાળવી વૃત્તિને લીધે જ આ સત્તાધારી પક્ષ ઇચ્છતો હતો કે પોતાની જ વગનો અહીં ચૅરમૅન હોય.

જો આટલું ઇચ્છીને ને સંતુકાકાને આશીર્વાદ આપીને આ પક્ષ વેગળો રહ્યો હોત તોપણ કાંઈ વાંધો નહોતો. આ ક્ષેત્રમાં ખુદ સંતુ-કાકાની આબરૂ એવી હતી કે હારવાની કોઈ શક્યતા જ નહોતી.

પણ એમેય પેલા અહં કેન્દ્રીય માનસને કેવી રીતે સંતોષ થાય! બલ્કે, સંતુકાકાને એણે દેખાડવુ પણ રહ્યું કે અમે તમારા પક્ષે છીએ ને આપણા પક્ષની બધી જ લાગવગ તમારે માટે વાપરીએ છીએ.

સંતુકાકા પણ—પોતાનો કોઈ પક્ષ કરે તો ના કેમ કહી શકે? તેમાંય પોતે આ પક્ષના સક્રિય એવા સભ્ય જ નહિ, કારોબારીના મેમ્બર હતા.

સામી બાજુ સંતુકાકાની પ્રતિસ્પર્ધી વ્યક્તિ પણ આમ તો સત્તાધારી પક્ષની હતી ને કારોબારીના સભ્ય સિવાય બીજી કોઈ પણ રીતે ઓછી ઊતરે એવી નહોતી—સિદ્ધાંતોમાં, સંસ્કારોમાં ને ગાંધીવાદના અનુસરણમાં પણ ખુદ સંતુકાકાનેય એના માટે માન હતું—બલ્કે, ચૂંટણીજંગમાં ઊતરતા પહેલાં એણે સંતુકાકા પાસે

આવીને આશીર્વાદ માગ્યા હોત તો પોતે કદાચ—ભીષ્મે જેમ અર્જુનને આશીર્વાદ આપ્યા હતા એ રીતે આશીર્વાદ પણ આપ્યા હોત: 'તારી જીત હજો !'

જોકે ચૂંટણીમાંથી સંતુકાકા ખસી તો ન જ જાત બલ્કે, ઇચ્છે તો પણ ખસી શકવા જેટલી ઉદારતા, ત્યાગ યા મનોબળ એમનામાં હતાં કે કેમ એ એક સવાલ હતો. ટૂંકમાં, કૌરવ પક્ષે જેવી ભીષ્મની સ્થિતિ હતી એવી જ લગભગ સત્તાપક્ષ આગળ સંતુકાકાની હાલત હતી!

ને એટલે જ કદાચ પોતા માટે સત્તાધારી પક્ષ જે રીતે પ્રચાર કરતો હતો એ એમને અંદરખાનેથી અરુચિકર લાગતો હતો, છતાંય એની વિરુદ્ધ એ કશું કહી શકતા ન હતા. કહે તોપણ એમનું કહ્યું કોઈ સાંભળે કે કેમ એ પણ એક સવાલ હતો (બલ્કે જવાબ હતો: ન સાંભળે !)

હા, પ્રચારપત્રિકા ઘડવામાં તો મોટો ફાળો પોતાનો જ હતો. મુદ્દા પણ ઘણાખરા સાચા હતા. એટલે કે સત્તાપક્ષ એના ચૂંટણી-ઢંઢેરામાં જે રીતે સંદિગ્ધ, ભ્રામક અને છેતરામણાં વચનો આપે છે એવી કોઈ ગોળ ગોળ કે સોહામણી વાતો આમાં ન હતી, ગાંધીવાદની આસપાસની જ વાતો હતી: માનવીને સંવેદનશીલ બનાવવાની, સર્વોદયની ને બુનિયાદી તાલીમની. ઉપરાંત સંયમ તરફ પ્રેરવાની ને સાદાઈ દ્વારા સૌંદર્ય સ્થાપવાની વાત પણ પત્રિકામાં કરી હતી.

પરંતુ આ ફરફરિયું એ તો એક પીળેલા ચોખા સરખું જ હતું. એના ઓથે મૌખિક રીતે લાલચો ને પ્રલોભનો વગેરે અપાતાં હતાં એ તો ખુદ સંતુકાકાનેય નહોતાં ગમતાં. દાખલા તરીકે, મતદારોના પોતાના વિભાગમાં સંસ્કારી પ્રવૃત્તિઓને સરકાર તરફથી મોટી મોટી ગ્રાન્ટો અપાવવાની ને એવી તેવી કેટલીય બીજી લાલચો દેખાડવામાં આવતી હતી. તો વળી ગઈ ચૂંટણીમાં સત્તા પક્ષની વિરુદ્ધમાં મત આપનાર પ્રદેશોની કેવી હાલત થઈ હતી ને એ પ્રદેશનો

વિકાસ કેવો રૂંધાયો હતો વગેરે વાતો આડકતરી રીતે મતદારોના ધ્યાનમાં લાવીને ગર્ભિત એવો દમ પણ દેખાડવામાં આવતો હતો. આ બધું જ સંતુકાકા જાણતા હતા. પણ આખર તો એ પોતાના ગાંધીવાદી આત્માને આમ જ સમજાવી લેતા: 'ભાઈ, રાજકારણ જ આજકાલના જગતની ગીતા છે. પછી આપણે એમાં શું કરીએ!'...

ત્યાં તો પ્રતિસ્પર્ધીએ છપાવેલી પત્રિકા સંતુકાકાના હાથમાં આવી—ગાંધી જયંતીની આગલી સાંજે.

પત્રિકાની છપાઈ સુઘડ હતી ને રામનામના બે જ મુદ્દા કુમકુમ-વર્ણા અક્ષરે છાપેલા હતા: આ સંસ્કાર સંઘની પ્રવૃત્તિઓ દ્વારા અમારી બે જ નેમ છે:

૧. શુશ્રૂષાના બહાને સત્તાધારી પક્ષે પોતાના સકંજામાં દબાવી રાખેલા ગાંધીવાદને મુક્ત કરવો.

૨. ગાંધીવાદ પહેલો આચરવો, પછી ઉપદેશવો; બલ્કે, આચાર દ્વારા એ ઉપદેશવો.

આ વાંચીને પેલો સત્તાપક્ષ તો ખડખડ કરતો હસી જ પડેલો: 'શું છે આમાં?' કેટલાકે તો ફરફરિયાને વા ભેગું પણ કરી દીધેલું.

ત્યાં તો કોથળામાંથી બિલાડાને બદલે સિંહનું બચ્ચું નીકળ્યું હોય તેમ સ્પર્ધામાં ઊતરેલા ખુદ સંતુકાકાનું માનસ જ બદલાતું કને ઊભું રહ્યું!...

ને કાળઝાળ થયેલા પક્ષની મીટિંગ ગાંધી જયંતીની સાંજે જ્યારે મળી ત્યાં—

ઓછું હોય તેમ સંતુકાકાએ કારણમાં વિરોધ પક્ષનું આ ચાર આંકડાનું ફરફરિયું આગેવાનોની સામે ધર્યું. આગેવાનો તો સંતુકાકાની ધૃષ્ટતા ઉપર જ નહિ, સમસ્ત પક્ષની મશ્કરીસરી આ ચેષ્ટા ઉપર એવા તો દિગ બની રહ્યા!

ને લાંબી ટૂંકી ચર્ચા વગર જ પેલો ઠરાવ હાથમાં લીધો.

સંતુકાકા ઊભા થયા. આ બિચારાઓને તો એમ જ હતું કે સંતુકાકો ગળી ગયો ને માફી માગવા ઊભો થયો છે.

પણ માફીની ક્યાં વાત! સંતુકાકા તો ગાંધીજીની નિર્ભય એવી વાણીમાં કહેતા હતા: 'તમે મને પક્ષમાંથી બરતરફ કરો એ પહેલાં હું જ આ પક્ષ સાથેનો મારો પચાસ વર્ષનો જૂનો સંબંધ તોડીને આજ છૂટો થાઉં છું. સાથે સાથે સામી ભીંતે ટિંગાડેલી બાપુની છબી સામે આજ ગાંધી જયંતીના દિવસે નીમ લઉં છું કે મારા હરીફ મિત્રની જેમ હું પણ આજથી રાજકીય કારાવાસમાં પડેલા ગાંધીવાદને છોડાવવામ પ્રયત્નશીલ રહીશ ને લોકોમાં જે આપણા માટે કહેવત પડી ગઈ છે કે 'રામના નામે પથ્થર તર્યા ને ગાંધી નામે ગઠિયા તર્યા'—એ કહેવતને ગાંધીજીવન જીવવાના પ્રયત્ન દ્વારા ધોવાનો આજીવન હું યત્ન કરીશ.' ને ચાલતા થયા.

ને નજર સામેથી સંતુકાકા અદૃશ્ય થતાં પક્ષના આ આગેવાનો એકમેક તરફ એવી રીતે જોવા લાગ્યા—કેમ જાણે દમયંતી મેળવવા જતાં એકમેકથી શાપિત થયેલા દેવો એકબીજાનાં માંકડાં જેવાં તો માંજાર જેવાં મુખારવિંદ ન જોતા હોય!



૫

# ચીસ

રડી રડીને થાકેલું છોકરું, એક ઝોકું ઊંઘનું ને બીજું ઝોકું રડવાનું, એમ કરતાં કરતાં ઊંઘ તરફ ઢળતું જાય એ રીતે આ ધમાલિયું શહેર મધરાત પછી શાન્ત પડતું જતું હતું.

એક તો ઉનાળો, શહેરનો ગીચ લત્તો ને એમાં વળી પવનને કોઈએ બાંધી દીધો! એટલો બધો ઉકળાટ હતો કે ઉંદરો પણ દરમાંથી બહાર નીકળી આવ્યા, પછી માણસોનું તો પૂછવું જ શું! કોઈ ઓટલે તો કોઈ પગથિયાં આગળ ખાટલે તો કેટલાંક વળી પથ્થરજડેલ શેરી વચ્ચે પથારી કરીને લંબાવી ગયાં હતાં. મોટાં ઘરનાં પાંચ ફૂટ લાંબાં પગથિયાં ઉપરેય કોઈ કોઈએ લંબાવ્યું હતું: એક પાસાને હવા સ્પર્શે તેય ક્યાં હતી! ઘરમાં સૂતેલા લોકોએ પણ બારણાં ઉઘાડાં રાખ્યાં હતાં. કોઈ કોઈ તો બારણા વચ્ચે જ પથારી કરીને સૂતા હતા. કૂતરાંએ પણ, આખા દિવસની ધસડપટ્ટી પછી સૂની પડેલી ચોકડીઓ સંભાળી હતી ને પોતપોતાનાં અંગોની પથારી કરી હતી...

પોળો શાન્ત પડી ગઈ. અડખાપડખાની સડકો અને સરિયામ સડક પણ – ડોશી જાણે દળતાં દળતાં થાકી ગઈ ને ઘંટી આગળ જ લંબાવી ગઈ—

ઘંટીના ઘરઘરાટ તો ભલે થમ્યા પણ ઉંદરોની ને કોળની ફરફર, તો મીનીમાસીની રોન, ડોસીની મીંચાયલી પાંપણોને ફરકાવી જતી. કોઈ વાર હાથપગ જેવાં અગ પણ એનાં હાલી ઊઠતાં હતાં...

સડક ઉપર આવેલાં સિનેમાગૃહનાં બારણાં છેલ્લા શો પછી ફટાફટ વસાઈ ગયાં. ડોરફીપરોની છેલ્લી સાઇકલો નીકળ્યાં પછી કંપાઉન્ડનો દરવાજો ભિડાયો—

છેલ્લે રહેલો જમાદાર ચોકમાંના બાંકડા પર બેસી બીડી સળગાવી બાંકડા ઉપર લંબાવી ગયો – કહેવું મુશ્કેલ છે બીડી તાણુતો હતો કે ચારે બાજુ છવાઈ રહેલી શાન્તિને એ પીતો હતો ?

હોટલો સૂમસામ બની. કોથળે વીંટેલી કોલસારંગી ગોદડીને બગલમાં મારી હોટલના છોકરાઓએ સૂની પડેલી પગથી ઉપર ઇધરઉધર ઝાપટતાકને આખા દિવસથી ખડી ને ખડી કાયાને લંબાવી દીધી. કોઈ કોઈએ બે-ત્રણ જણના વચ્ચે એક સિગારેટ સળગાવી ચાલ્યે પડગે.

સિનેમા અને હોટલેથી છેલ્લો છૂટેલો પોળવાસી-કોઈએ સીધું ઘર સંભાળ્યું; એકલો જીવ હતો એવાએ ઓરડી ખોલી, બિસ્તર કાઢી, જગ્યા જોઈને શેરી વચ્ચે પહોળું કર્યું. બીડીનુ વ્યસન હતું એવાએય–આંખ જ ઊંચી નો'તી થતી પછી તલએ ય ઊંચીનીચી થઈને કરવાની શું હતી ?

અને આમ સિનેમા અને હોટેલના શોખીનોએ પણ પથારીમાં પડતાની સાથે એવી ઊંઘમાં ડૂબકી મારી કે જાણે અડધી ઊંઘે પહોંચેલા બીજા લોકોને આંબવા ન માગતા હોય.

બે-અઢી થતામાં તો આખીય પોળ ઘસઘસ ઊંઘતી હતી જાણે સમાધિસ્થ કોઈ યોગી જોઈ લ્યો ! પોળની ઝાંખી ઝાંખી બત્તીઓય નીરવતા જોઈ ઊંઘવાનો વિચાર કરતી હતી. હવા પણ ઠંડી પડવા આવી હતી.

ત્યાં જ નીરવતાના ઊંઘતા અંગ ઉપર કોઈએ જાણે છરી ફેરવી! પોળની ઘેનભરી હવા થોડીક કંપી ઊઠી: 'ચોર ચે...ર દોડો...પકડો'...અવાજ ગૂંગળામણભર્યો હતો જાણે મોં ઉપર કશો ડૂચો ન હોય!

ચીસ ઊઠી એ મકાનમાં પગથિયાં આગળ ઉપરના મેડાવાળા એક આધેડ ભાઈએ પથારી કરી હતી. પાણી પીવાની ઇચ્છાથી અડધી ઊંઘમાં ઊહું ઊહું થતું હતુ ને એમાં આ ચીસ આવતાં સફાળો એ ઊભો થયો. બે જ ડગલે ચાર પગથિયાં ઠેકતો બારણામાં ધસી ગયો: 'ક્યાં છે ચોર?...શારદાભાભી? બત્તી કરો બત્તી. ઘરમાં જ છે બહાર તો એ નીકળ્યો જ નથી.'

આધેડ સરખી શારદાભાભી આંખો ચોળતી બેઠી થઈ પૂછવા લાગી: 'ભાવસારભાઈ કે કોણ છે?'

'બત્તી કરોને, સ્વિચ ક્યાં છે?' ભાવસાર શારદાની આળસ જોઈને વિચારમાં પડી ગયો. પૂછ્યું: 'બૂમ શું કામ પાડી તમે?'

બીજા ઘરના ઓટલે સૂતેલાં વિદ્યાડોશીય હાંફળાંફાંફળાં નીકળી આવ્યાં–'અલી કોણે બૂમ પાડી એ?' આમ કહેતાં, સાડલાનો પાલવ ખોસતાં શારદાના બારણા સામે આવ્યાં ત્યાં તો ભાવસારભાઈના શબ્દો એમના કાને પડ્યા, 'બૂમ શું કામ પાડી તમે?'

બત્તી થઈને ભાવસાર ઉપર નજર પડતાં વિદ્યાડોશીની ઊંઘેય જાણે ઊડી ગઈ!

વિદ્યાડોશીની પાછળ આવતા બે–ત્રણ જણ કહેતા હતા: 'મેય ઊંઘમાં ચીસ તો સાંભળી પણ કઈ બાજુએથી આવી એનો વિચાર કરતો'તો ત્યાં તો વિદ્યાકાકીને બોલતાં સાંભળ્યાં.

'ચોર હશે તો આટલામાં જ હશે. નાકે જ હું સૂતો છું, ભાગતાં કોઈને જોયો નથી.'—

એમણેય શારદાના ઘરની ફક્ક થતીકને બત્તી થતી જોઈ. ભાવસારને બારણાંમાં ઊભેલો જોયો. કપડાં ઠીકઠાક કરતી શારદાને બોલતી સાંભળી–ભાવસારને કહેતી હતી: 'ઊંઘમાં મૂઈ ચીસ નખાઈ ગઈ!'

વિદ્યાકાકી સામે જોઈ શારદાએ ઉમેર્યું: 'સ્વપ્નામાં કાકી!'

ભાવસાર બારણા બહાર નીકળતાં કહેવા લાગ્યો: 'હુંય બેઠો થઈને ઓશીકે મૂકેલા ઢોચકામાંથી પ્યાલો ભરવા જતો હતો ને ચીસ સાંભળી એટલે લાગલો અહીં ધસી આવ્યો. જોયું તો શારદાભાભી પથારીમાં જ પડ્યાં હતાં. મને થયું કાં તો કબાટ પાછળ સંતાઈને છરી દેખાડી હોય તો બાઈ માણસ પછી છાનું થઈને પડી જ રહે. ત્યાં તો'—

પણ ભાવસારે જેવો વિદ્યાડોશી સામે જોઈ હસવાના પ્રયત્ન સાથે શારદા સામે હાથ કર્યો ત્યાં જ ડોશીએ મોંના વિચિત્ર અભિનય સાથે પીઠ ફેરવી! ભાવસારના શબ્દો તેય ડોશીના કાનના કીડા ખરી પડતા હોય એ રીતે ભોંયના પડખા બની રહ્યા 'આમનું સમણું નીકળ્યું!'

ડોશીએ કહ્યું: 'હા ભાઈ હા સમણું! જાઓ જઈને સૂઈ જાઓ હવે.' નવા આવનાર લોકોને પણ પાછા વાળ્યા: 'હાહો કર્યા વગર–કશું નથી. સૂઈ જાઓ, જાઓ!'

આમ જુઓ તો ગમ્મતની વાત હતી બલ્કે આ જાગી ઊઠેલા લોકોમાં 'સમણું' જાણ્યા પછી આનંદ અને હાસ્યનું મોજું ફરી વળવું જોઈતું હતું: પણ કોણ જાણે કેમ એ આઠ–દસ માણસોય એવા મૂક બની ગયા! જાણે વિદ્યાડોશીએ ફૂંક મારીને આ લોકોને મૂંગા ન બનાવ્યા હોય! ને મૂગા વાતાવરણે શારદાના ઘરનાં પગથિયાં ઊતરતા ભાવસારના પગ ભાંગી નાખ્યા!

પથારીમાં બેસા પાણી પીતાં પેલી બાજુ વિદ્યાડોશીને કહેવા લાગ્યો: 'પહેલા અવાજે તો હું ગભરાઈ ગયો! ચોર ચોર તો

ખરો પણ ક્યાં ? પછી તો દોડો દોડોનો અવાજ આવ્યો એટલે સમજી ગયો કે શારદાભાભીના ઘરમાંથી અવાજ આવે છે. મને હતું કે બારણામાં જ સાલાને પકડી લઈશ પણ પોળની બત્તીના આ ઝાંખા અજવાળામાં જોયું તો શારદાભાભી તો પથારીમાં હતાં ને મારા અવાજથી જાગતાં હોય એમ આંખો ચોળતાં બેઠાં થયાં મને કે' છે: 'સ્વપ્નું હતું. ભાવસારભાઈ, સ્વપ્નામા બૂમ પાડી'તી! પછી તો એમણે બત્તી કરી, ને એટલામાં તો તમેય આવી ગયાં!'

વિદ્યાડોશી એની એ જ ઢબે બોલ્યાં: 'ખેર, ભાઈ, સૂઈ જાઓ હવે ચાલો, જે થયુ તે થયુ!'

ભાવસારભાઈને એવી તો ખાઈ ગઈ! ક્રોધ ઉપર કાબૂ રાખતાં પૂછ્યું: 'શું જે થયું તે થયુ! કહેશો તમે મને?'

ડોશીના પેટનું પાણીય ન હાલ્યું. બીજા લોકો તરફ જોઈને બોલ્યાં: 'અલ્યા ભાઈ વસી? તમે સાંભળો છો બધા? મેં ભાવસારને કશુ કહ્યું છે?'

પેલા લોકો પણ ભાવસારને ભણાવવા લાગ્યા: 'ભાઈ છોડોને ભાવસાર વાત હવે? તમને કયા કોઈ કે'છે કશું.'

બિચારો ભાવસાર! બધાયનો સૂર એક જ હતો!

બારસાખનો ટેકો લઈને ઉંબર ઉપર બેઠેલી શારદા બોલી: 'હાય હાય! જોજો કોઈ ભાવસારભાઈ ઉપર આડુંઅવળું વે'માતા વિદ્યાકાકી. તમે કો' એના સોગન ખાઉં જો સ્વપ્નું ન હોય તે–'

વિદ્યાડોશીને થતું હતું: 'આ મૂઆં બેય પાછાં રાંપીના ઘા જેવું કર્યા વગર છાનાં મરતાં હોય તોય ઠીક.' ને વચ્ચે બોલતાં શારદાને સલાહ આપી: 'તું પાછી શુ કામ બોલી? છાની-માની સૂઈ જતી નથી ને?' અને પોતે સૂઈ જશે તો બીજાય જંપી જશે. આ હિસાબે આડાં પડતાં ઉમેર્યું:

'આ હું ય સૂઈ ગઈ. જંપી જાઓ ભાઈ વસી, ઊંઘ બગાડ્યા વગર.'

'અમે તો અમારે બીજી વાત કરીએ છીએ, તમતમારે સૂઈ જાઓ, કહી વસીની પથારીમાં બેઠેલા એ ત્રણેય જણ બીડીઓ સળગાવી ગુસપુસ કરી રહ્યા...

આડા પડેલા ભાવસારે એ તરફ કાન માંડ્યા પણ વીસ-પચ્ચીસ ફૂટનું અંતર હોઈ અવાજ જ પૂરો નો'તો સંભળાતો પછી શબ્દો તો પકડાય જ ક્યાંથી?...

વસી, વિદ્યાડોશી ને ભાવસાર ત્રણેય આ પોળનાં ઘણાં જૂનાં રહેવાસી, બલકે ભાડવાત હતાં.

વિદ્યાડોસીનો દીકરો એક કાપડની પેઢીમાં કેશિયર હતો. વસીને સેકન્ડહેન્ડ પુસ્તકો વેચવાનો ધંધો હતો ને ભાવસાર પોતે શિક્ષક હતો.

વસી પેલા લોકોની આગળ જ એક જૂની વાત કરતો હતો તે બિલાડી સરખાં વિદ્યાડોશીના કાને એક અક્ષરેય ન પડે એ માટે અત્યંત ધીમું બોલતો હતો...

સાર હતો: પંદરેક વર્ષ ઉપર આવો જ કિસ્સો બન્યો હતો ને એ કિસ્સામાં વિદ્યાડોશીનો દીકરો ભાવસારની પેઠે સપડાયો હતો. બલકે એને તો આ ભાવસારે કાંડે પકડ્યો હતો ને બીજા બારણેથી કાઢી દઈને બચાવી લીધો હતો ને આજે આ ડોશી કે'છે એમ જ એય પછી અમારા જેવાંને કહેવા લાગ્યો: કંઈ નથી; ઉંદરે ડબ્બો પાડ્યો એમાંથી આ હોહા થઈ ગઈ છે; સૂઈ જાઓ, જાઓ બધાં...

ને વાતને અંતે પેલા ભાઈઓને સૂઈ જવાનો સંકેત કરતાં વસીએ ઉમેર્યું: 'એ દિવસ ભાવસારે ડોશીના દીકરાને બચાવી

લીધો'તો. આજે આ ડોશી આપણને જંપાવે છે! માટે'–ને પથારી ખંખેરતાં રમૂજ સાથે બબડ્યો : 'કશું નથી ભાઈ, કશું નથી સૂઈ જાઓ, જાઓ!'

વસીનું છેલ્લું વાક્ય ભાવસારે પણ સાંભળ્યું. તે પોતાના માટે વ્યંગમાં કહેવાયું છે એ પણ સમજાયું પણ કરે શું!... ને એનો તો એ દુઃખી દુઃખી થઈ રહ્યો કે રડમસ અવાજે ભગવાનને કહેવા લાગ્યો : 'બીજું કાંઈ નહિ પણ તું તો મારી નિર્દોષતા જાણે છે ને અંતર્યામી!'

ભાવસાર વિધુર હતો પણ એની આબરૂ પોળમાં સારી હતી. આમેય એની ઉમ્મર પચાસ લગભગ થઈ હતી. ત્રણ છોકરાનો પિતા હતો. મોટો છોકરો એસ. એસ. સી. પાસ થઈને વતનમાં દુકાન કરીને પોતાના પગ ઉપર ઊભો હતો. ને પોતાની પાસે બે છોકરાં હતાં. એમાં મોટી જે છોકરી હતી એ એસ. એસ. સી. માં. હતી ને નાનો છોકરો સાતમીમાં હતો.

બીજી સવારે પોળની અંદર 'સમણાનો ચોર' ચર્ચાવા લાગ્યો ત્યારે ઘણાંના મનમાં ભાવસાર વિધુર હતો એ જ એની બેઆબરૂ ન હોય એ રીતે લોકો એના માટે અભિપ્રાય બાંધીને બેસી ગયા.

બીજી બાજુ છએક માસથી રહેવા આવેલી ચાળીસેક વર્ષની શારદા પણ નિઃસંતાન હતી ને એટલા માટે એ પણ પોળના લોકોને આજે ગુનાહિત લાગતી હતી. ઓછું હોય તેમ એનો પતિ એક એન્જિનિયરિંગ કંપનીમાં કેનવાસર હતો એટલે મશીન ખપાવવા અવારનવાર ગામડાંમાં જતો હતો. ને આ પણ જાણે લોકોને તો વધુ એક સાબિતી હતી.

અલબત્ત ઉપરથી તો ન કોઈ ચર્ચા સંભળાતી હતી કે નો'તી બોલાચાલી કે લડાઈ જેવું. કેટલાક લોકો તો ભાવસાર જોડે અસલની જેમ જ, બોલતાચાલતા ને વર્તતા હતા.

છતાંય ભાવસારે જોયું તો નળ ઉપર પાણી ભરતી કે ચોકડીમાં વાસણ માંજતી, સામે ઊભેલી લારીમાંથી શાક ખરીદતી કે – અરે રવિવારે તો ભાવસારે બારી વાટે જોયુ તો ઓટલા ઉપર વાતો કરતી સ્ત્રીઓ સમણાની વાતને આજ પાંચ પાંચ દિવસ થયા હતા છતાંય આ તરફ અવારનવાર જોતી હતી ને ગુસપુસ ગુસપુસ કરતી હતી.

પોતાનાં એ સંતાનોનાં મોં પણ પડી ગયાં હતાં. પોળનાં બીજાં છોકરાંની અવરજવર પોતાને ત્યાં ઘટી ગઈ હતી. પોતાનાં છોકરાં ઘરમાં જાણે પુરાઈ રહ્યાં હતાં.

મોટી છોકરીને તો બિચારીને નવરાશ પણ ક્યાં હતી. ભણવું ને રાંધવું બધું જ એના માથે હતું. પણ ભાવસારે જોયું તો એ શાક લેવા ગઈ ત્યારે આસપાસની બીજી સ્ત્રીઓએ એની સાથે એક શબ્દ સરખોય નો'તો ઉચ્ચાર્યો. એક–બે તો એને જોતી હતી તે પણ તીરછી નજરે!

એમાં વળી છોકરાએ સવારમાં સવાલ કર્યો: 'આ બધાં શ્વપ્નાનો ચોર, સ્વપ્નાનો ચોર કહે છે તે એ શું છે બાપુજી?'

'કોણે તને કહ્યુ?'

'દિલીપ કે'તો ને હરીશેય કે'તો'તો!

હરીશ વિદ્યાડોશીનો પૌત્ર હતો

ભાવસારે પૂછ્યું: 'શું કે'તો'તો હરીશ?'

'કે' છે બે–ત્રણ દિવસ ઉપર શારદાકાકીને ઘેર સ્વપ્નાનો ચોર આવ્યો'તો!' ને પિતાની સામે જોઈ સવાલ કર્યો: 'એ કેવો ચોર?'

ભાવસારે બેસી જતા હૈયાને થામતાં કહ્યું: 'તારે હરીશને જ પૂછવું હતું ને?'

'મે તો પૂછ્યું પણ એણે મને કહ્યુ કે તું તારા બાપુજીને જ પૂછી જોજે.'

'એ...મ' કહી મૂંગા બની ગયેલા ભાવસારને એવો તો ક્રોધ આવ્યો કે નીચે જઈને એ ડોસલીને ને એના પેલા સિનેમાની ટિકિટો વેચી ખાનાર ને કાળાબજાર કરનાર દીકરાની જો ઘેર હોય તો ખબર લે ને દસકા ઉપરનું પોત ઉઘાડું પાડી સંભળાવી દે કે, તારા જેવા છિનાળવા નથી કંઈ...'

પણ ભાવસારેય જાણતો હતો આ બધાનો કશો જ અર્થ નથી, ઊલટાનો ભવાડો વધારવા જેવું થશે...

ત્યાં તો રાતે દીયરીએ દડ દડ દડ દડ આંસુ સારતાં પિતાને તૂટક તૂટક શબ્દોમાં વિનતી કરી: 'આપણે અહીં નથી રહેવું બાપુજી!' ને ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

પણ સમજણી થયેલી દીકરીને પિતા કઈ જબાને કારણ પૂછે? એની છાતી પણ એટલા જોરથી ભરાઈ આવી કે–

ખૂંખારો કરી ગળું સાફ કરતાં તો ધોતિયાની ફડક વડે આંસુ લૂછતાં પિતાએ આટલું જ કહ્યુ: 'ભલે બેટા!' સ્વગતની જેમ ઉમેર્યું: 'પંદરને બદલે પચાસ ભાડું ભરતાંય આની અડધી જગ્યા નહિ મળે. પણ–મોંઘી તો મોંઘી શોધી કાઢીશ!'

થોડીક વાર રહીને વળી પૂછ્યુ: 'તું તો આ લોકોની વાત સાચી છે એમ નથી માનતી ને?'

'કહું છું હું તો: ખોટી વાત છે. બીજાંય નથી માનતાં. પણ ખાસ તો આ વિદ્યાડોશીએ'–

'ડોશીની આ ઈર્ષાનું કારણેય જાણું છુ પણ ખેર બેટા! ભગવાન તો આપણો જાણે છે ને?' ઉમેર્યું: 'તારા મનમાં લેશ પણ શંકા ન આણુતી. મારામાં એક તલભાર પણ પાપ નથી. સૂઈ જા, કાલ ને કાલ રજા લઈને મકાન હું શોધી કાઢીશ.' ઉમેર્યું: 'એક ટ્યૂશન વધારે ખેંચીશું!'...

ને ત્રીજા દિવસે ભાવસારનો સામાન લારીઓમાં ભરાતો જોઈને વળી આ પોળ તો ગમગીન સરખી બની રહી!...

ઘણા લોકોને એમના પોતાના અંતરાત્માએ સાક્ષી પૂરવા માંડી: 'આવો માણસ એવું કામ કરે જ નહિ...ને શારદાની જો મરજી જ હોય તો બૂમ શું કામ પાડે?...સંતલસ કર્યા પછી ભૂલી ગઈ હોય એવું તે બને વળી? સંતલસ કરેલી હોય તો ઊંઘ જ એને ન આવે...'

કોઈનો સામાન જતો આવતો હોય ત્યારે ઓટલા ઉપર આવી બેસનાર નવરાં વિઘ્નાડોશીય આજ તો ક્યાંય દેખાતાં નો'તાં. અંતરમાં કશુંક થતું હતું એટલે જ એ ઘરમાં ભરાઈ રહ્યાં ને આડાઅવળા કામમાં પરોવાઈ રહ્યાં હતાં.

એક શારદા એકલી બારસાખ સાથે બારસાખ બની બારણામાં ઊભી હતી: આંખો એની નીતરતી હતી એનીય એને ખબર નો'તી. એક જ એની ઇચ્છા હતી: પોતાને જ કારણે આ સાધુ જેવા માણસને કલંક ચોટયું હતું એ બદલ એને ભાવસારની માફી માગવી હતી—દુનિયાની એને હવે પરવા નો'તી.

ને લારીઓ સાથે બેઉ છોકરાંને વિદાય કરી મેડા ઉપર છેલ્લી નજર ફેરવી ભાવસાર જેવો દાદર ઊતરી આગળ વધ્યો કે એના કાને બાજુમાંથી રુદનભીનો અવાજ આવ્યો: 'ભાવસા...ર.. ભા...ઈ?'

નહિ તોય ભાવસાર શારદાના મોં ઉપરથી પામી ગયો હતો: એ બિચારી બહુ દુ:ખી થઈ રહી છે.

એ પાછો ફર્યો. ને શારદા કંઈ કહે તે પહેલાં પોતાના ઢીલા લાગતા અવાજને મજબૂત કરતાં એ જ બોલ્યો: 'કશું જ મનમાં ન લાવો, શારદાભાભી ભગવાન તો આપણો જાણે છે ને!' આમ કહી જેવો એ મોં ફેરવે છે ત્યાં જ સામેના વળાંકેથી ઉતાવળી ચાલે પાછાં આવતાં છોકરાં એની નજરે પડ્યાં.

'અમંગળ'થી ઘવાયેલા ભાવસારને કંઈક માઠું થયાની શંકા સાથે ધ્રાસ્કો પડ્યો. આગળ વધતાં દૂરથી જ પૂછવા લાગ્યો: 'શું થયું બહેન? કેમ બેઉ પાછાં ફર્યાં?'

પાછળ શારદાબહેનના પતિને પણ હાથમાં શૂટકેસ લઈને આવતો જોયો.

વળી ભાવસાર રગેરગમાં ભાંગી પડ્યો! થથ્થી જતાં થયું: 'નક્કી કોઈએ એને દુર્ઘટનાનો કાગળ લખ્યો હશે ને ગુસ્સાના માર્યા એણે છોકરાંને કંઈ કહ્યું હશે એટલે'—

લારીઓ પણ પાછી આવતી હતી!

ઉતાવળી ચાલે આ તરફ ધસી રહેલા શારદાના પતિને જોઈને રગેરગથી ભાગી રહેલા ભાવસારે શારદા સામે નજર નાખી: કેમ જાણે એની સહાય માગવા ન હોય!

પણ શારદાની આંખો અને સૂરત એવાં વિચિત્ર હતાં કે પોતાની વાત એ સાંભળી શકશે કે કેમ એ એક સવાલ હતો.

પાસે આવવા થયેલાં છોકરાં પણ બોલતાં હતાં: 'અમને તો દેવુકાકાએ પાછા વાળ્યાં. લારીઓ ય આવે છે પાછળ–'

ભાવસારને તો હજી ય હતુ: 'દેવુભાઈ નક્કી કાં તો પોળની વચ્ચે લૂગડાં લેવાનો!'

પણ એટલું એણે જોયું કે દેવુભાઈની ઉતાવળી ચાલ હોવા છતાંય સિકલ એની કાળઝાળ નો'તી. અલબત્ત દુઃખભરી લાગતી હતી.

ને પાસે આવતાં જ, નીચે ઊતરી આવેલી શારદાના હાથમાં શૂટકેસ આપતાકને દેવુભાઈ ભાવસારને એવા ઉમળકાથી ભેટી પડ્યો કે—

ઊંચા જીવે તાકી રહેલાં પોળવાસીઓને પણ આમ જ હતું: 'ક્રોધભર્યો દેવુભાઈ ભાવસારને વળગ્યો છે. ને...'

પણ દેવુભાઈ છૂટા પડતાં ભાવસારને ઊલટાનો પોતાને ઘેર દોરવા લાગ્યો. કહેતો હતો : ' તમે બી યાર ભલા માણસ છો ને ! શારદાને ઊંઘમાં કોઈ કોઈ વાર બૂમ પાડવાની ટેવ છે એ હું ક્યાં નથી જાણતો ? કૂતરાં ભસે તો ભસવા દેવાં હતાં ને ? સારું થયું કે શારદાનો પત્ર મને ટૂરમાં મળી ગયો ને લાગલો હું નીકળી આવ્યો નહિ તો...?'

તેમાંય ભાવસારે જ્યારે રાજીના રેડ થઈ રહેલાં બે છોકરાંને આવી પહોંચેલી લારીમાંથી ઉમળકાભેર સામાન કાઢતાં જોયાં ત્યારે તો–

અને જાણે ભગવાને ખરે વખતે કોઈકની મૂગી ચીસ સાંભળી હોય ને વહારે દોડી આવ્યો હોય એ જાતની કૃતજ્ઞતાથી ભાવસારની આંખો એવી તો ઊભરાઈ આવી !

*

## ૬

# દંપતી મિત્રો

પ્લૅટફૉર્મ ઉપરથી ફળફળાદિ ખરીદીને ફર્સ્ટ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં દાખલ થતાં પત્નીએ પતિને કહ્યું: 'રંજનબહેન ભેટી ગયાં.'

'ક્યાં રંજનબહેન?' 'લાઈફ'ની એક લાલભડક જાહેર ખબર ઉપરથી નજર ઉઠાવતાં પતિએ સામો સવાલ કર્યો.

'તમારાં મિત્રપત્ની.'

છતાંય પતિની યાદદાસ્તમાં કશી જ છબી ન ઊઠી. અડધે માથે પહોંચેલા કપાળના મધ્ય ભાગમાં કરચલીઓ રચાઈ, તો અવાજમાંથી પણ બગડી ગયેલા નારિયેળની ખોરી વાસ આવતી હતી. કહ્યું: 'અનેક મિત્રોમાં કયો મિત્ર સમજવો?'

'બાળપણનો મિત્ર' કહી પત્નીએ ઍટેચીમાંથી ચાકુ તથા બાસ્કેટમાંથી રકાબી કાઢી પતિની બાજુમાં જમાવ્યું. પૂછ્યુ: 'હજી ય ન ઓળખ્યાં?'

'બાળપણમાં પણ ક્યાં ઓછાં મિત્રો હતાં.' પતિના મોં ઉપર હસવું હતું, પણ મગફળીની ગોથ સરખું.

'ચન્દ્રપ્રસાદ.' કહી પત્નીએ પતિના મોં તરફ એવી નજરે જોયું— જાણે મોંના એ તખ્તા ઉપર ચમત્કાર બનતો જોવો ન હોય!

પણ પતિનું મોં તો—ઠંડું તો હતું જ ને એમાં જાણે ઝાકળ ભળ્યું! બોલ્યા : 'ઓ...! સમજ્યા હવે. ઇંદ્રની પત્ની મળી હતી એમ કહે ને!'

પત્નીને પણ ઇંદ્રદંપતી સાથે સારી મૈત્રી હતી. ઉપરાંત, એ દિવસોમાં પતિ પાસેથી ઇંદ્રની સોબતમાં બનેલા અનેક પ્રસંગો સાંભળ્યા હતા. આ વાતને પણ વીસેક વર્ષ થયાં હતાં. પરંતુ એ બધી વાતો સાથે પતિના મનમાં ગૂંથાયલી ઇંદ્રની દોસ્તી એટલી જડબેસલાક હતી કે આજેય પત્નીને તો વધાઈ ખાતી હોય એમ જ હતું. પોતાનો આ બાળગોઠી બાજુના જ ડબામાં છે એમ જાણીને પતિ કાં તો નાસ્તો કરવો છોડીને એની પાસે દોડી જશે—અરે, એ લોકોય પહેલા વર્ગમાં બેઠાં છે એટલે એમને બધાંને અહીં જ કાં તો ખેંચી લાવશે, આમ જ હતું.

એમ તો જોકે પત્ની, પતિ માટે ગણતી હતી કે એ પહેલાંના જેવા આનદી ને ઉલ્લાસભર્યા નથી રહ્યા...કેટલુંક ઉંમરને લીધે, તો કેટલુંક બબ્બે કારખાનાં અને અનેક જાતની બીજી કામગીરીઓના કારણે. પણ પત્નીને હતું કે ઇંદ્રનું નામ સાંભળીને તો–

એને તો વળી એમ પણ હતું : 'પતિ પોતે નહિ જાય તો છેવટ પોતાનેય મોકલશે: 'જા તો, એ લોકને અહીં બોલાવી લાવ.'

પણ પતિએ તો સફરજનની ચીરી લેતાં સવાલ પણ વિચિત્ર કર્યો : 'રંજનનો ઠસ્સો તો એનો એ જ હશે!'

'ક્યાં બિચારી ઠસ્સામાં રહે છે!' પત્નીએ નવાઈ પામતાં કહ્યું, 'ઇંદ્રભાઈના ઘેર આવી ત્યારથી જ તો એ ખાદી પહેરે છે.'

'મિજાજ એનો કેવો છે!' પતિએ વ્યંગમાં ડોકું તથા આંખો પણ ઉછાળી.

પત્ની એવી અવાક બની રહી જાણે મદારીના ખાલી મોંમાં જાદુઈ ગોળો જોતી ન હોય! આ પહેલાં ક્યારેય એણે પતિ પાસેથી રંજન માટે આવો કટાક્ષ નો'તો સાંભળ્યો.

પત્નીને મૂંગી જોઈ પતિએ ઉમેર્યું: 'તેમાંય ઇંદ્રને પદ્મશ્રીનો ઇલકાબ મળ્યો તે પછી તો—આપણે તો એ પછી એને જોઈ નથી, પણ પતિ એનો પ્રોફેસર હતો એ વખતથી જ વિદ્યાનો માણસ એટલે કે દેવ હોય એ રીતે એ એના પતિને જોતી હતી.'

પત્નીની નવાઈ હજીય નહોતી શમી. એટલું જ નહિ, પોતે ગ્રેજ્યુએટ હતી ને પતિની વાતમાં પોતા માટેય ક્યાંક મહેણું રહ્યું હોય એ રીતે બોલી: 'એમ તો અમેય ક્યાં અમારા પતિને લક્ષ્મીનંદન નથી માનતાં?'

પત્નીના આ વિરોધી સૂરથી પતિ કંઈક મૂંઝવણમાં મુકાયો હોય એ રીતે વળી એના કપાળમાં કરચલીઓ ઊપસી આવી બોલ્યો તે પણ હળવા સૂરમાં: 'રંજન પોતાના પતિ માટે ગૌરવ લે એમાં આપણને ક્યાં વાંધો છે? પણ આ તો જાણે કે કેળવણીકારો નાગરિક ઘડતા હોય, ને આપણે બધા નાગરિકોનું શોષણ કરતા હોઈએ એ રીતનો કેફ રાખે!'

'તમને ક્યારે રંજનનો આવો કેફ જોવા મળ્યો?' પત્નીએ પોતાના ઠરેલ છતાંય સુંદર મોં ઉપર હસવું પણ આણ્યું હતું.

હવે જ પતિને ખ્યાલ આવ્યો કે પોતે જ પત્નીને પ્રશ્ન તરફ દોરી હતી. ને ફળનો કકડો મોંમાં મૂકી બોલ્યા: 'એક વાર અમારી વચ્ચે ચર્ચા થઈ હતી.'

'હું ક્યાં ગઈ હતી?' પત્નીનો સવાલ સ્વાભાવિક હતો.

એ દિવસોમાં શહેરના બીજા છેડે રહેતાં ઇંદ્ર અને રંજન રવિવારની રજા ગાળવા આ લોકોને બંગલે આવતાં હતાં ને રાત રોકાઈને

બીજી સવારે—ભલું હોય તો આમની જ મોટર દ્વારા પાછાં જતાં હતાં. પતિને જેવો ઇંદ્ર બાળમિત્ર હતો એવાં જ રંજન અને આ પત્ની બેઉ સખી સરખાં થઈ ગયાં હતાં.

પતિ એ યાદ કરતો હોય એ રીતે ડબાની છત તરફ તાકતાં કહ્યું, 'મને લાગે છે તું સુવાવડ ઉપર તારી બાને ત્યાં ગઈ હતી.'

'એ દિવસોમાં તો ઇંદ્રભાઇની પણ વડોદરા બદલી થઈ હતી. મને બરાબર યાદ છે. ત્યાંથી જ એ લોકોએ મને પુત્રપ્રાપ્તિનાં અભિનંદન પાઠવ્યાં હતાં.'

'તો કદાચ હું એ લોકોને ત્યાં વડોદરા ગયો હોઈશ!'

'આમ હોય તોપણ તમે મને લખ્યા વગર તો ન જ રહ્યા—હોત કે હું ઇંદ્ર–રંજનને ત્યાં આવ્યો છું.' વળી બોલી, 'આટલાં વર્ષ નહિ ને આજે ક્યાંથી રંજન તમને આવી લાગી?'

અલબત્ત, પત્ની માત્ર પૂછવા ખાતર જ પૂછતી હતી. બહુ બહુ તો એના માનસમાં આટલું હોવાનો સંભવ હતો: 'રંજન કદી આમની (પતિની) સાથે વાતે સુદ્ધાં નો'તી વળગતી ને ક્યાંથી એણીએ આવી બધી ચર્ચા આમની સાથે કરી હશે કે આજે પતિ એને આટલી હદે ઉતારી પાડે છે?'

પણ પતિને તો એવું લાગ્યું જાણે ડિટેક્ટિવ થઈને પત્ની એની પાછળ ન પડી હોય! ને ચીડ સાથે કહ્યું: 'છોડ ને હવે માથાઝીક; ક્યાં ચર્ચા થઈ હતી તે કોને એ બધું વીસ વીસ વર્ષ પછી યાદેય રહ્યું હોય?'

પત્નીની પણ ઇચ્છા હતી કે માલ વગરની આ વાત એ જતી કરે. પણ વાત જતી કરતાં કરતાંય આટલું એનાથી બોલાઈ ગયું: 'છતાંય—ક્યાંક જોયો હશે ત્યારે જ ને વીસ વીસ વર્ષો પછી આજે તમને રંજનનો કેફ યાદ રહ્યો છે!' ને સવાલ કર્યો: 'કાદુ ને કોફી?'

પણ પતિનું મગજ એવું તો બહેરું થઈ ગયું હતું કે હકારમાં એણે દસ શેર વજનનું ડોકું હલાવ્યું તે પણ જાણે પત્નીનો આ કડવો ઘૂંટડો ગળવામાં ગળુ રૂંધાયલું ન હોય!...

પેલી બાજુ ઇંદ્ર તથા રંજનની વચ્ચે પણ આવીજ ચર્ચા ચાલતી હતી.

રંજને જ્યારે પતિને ખબર આપી કે તમારા મિત્ર મધુકર આ જ ગાડીમાં છે ત્યારે ઇંદ્રપ્રસાદ તો અડધા ઊભા પણ થઈ ગયા હતા: 'ક્યાં છે?...ગાડી ઊપડવાની વાર હોય તો ચાલ આપણે મળી આવીએ.'

પણ રંજન ટાઢીબોળ હતી. પતિની બાજુમાં સ્થાન લેતાં કહ્યું: 'જઈ આવો તમે.'

'એમ કંઈ ચાલે? તારે તો ઊલટું આવવું જોઈએ.'

'શું કામ? મીનાબહેન સાથે મૈત્રી હતી તે અમે બેએ તો મળી લીધું. જાઓ તમે.'

'એમ હોય!' કહી ઇંદ્રપ્રસાદ આધેડ ઉંમરની પત્નીને જાણે તે મુગ્ધા હોય એ રીતે મનાવવા લાગ્યા: 'વીસ વીસ વર્ષ થવા છતાં ય મધુકરનો ગુનો હજી જીવતો રહ્યો છે?' હસીને ઉમેર્યું: 'જન્મટીપ પામેલા ખૂનીને પણ સરકાર વીસ વર્ષ પછી છોડી દે છે.'

'મને એ માણસ—મૂળે ય નો'તો ગમતો ને એ પ્રસંગ પછી તો—આજેય એના શબ્દો મારા હૈયામાં ભોંકાઈ રહ્યા છે!' ને સાથેસાથ એ શબ્દો જાણે મગજમાંથી છૂટતા હોય ને હૈયામાં જઈ તીરની જેમ ભોંકાતા હોય એ રીતે રંજનને યાદ પણ આવી ગયા: 'લાખ પ્રોફેસર, પણ ધંધો તો પંતૂજીનો ને! શું તને એ મોજ કરાવતો હશે?'

અલબત્ત, રંજને સામેથી લપડાક કરતાંય આકરો જવાબ આપ્યો : ‘પંતુજી ભલે છે, પણ કામ એનું બ્રાહ્મણનુ છે. તમારી જેમ એ શૂદ્રથીય હલકો એવો શોષણખોર ધંધો નથી કરતો–માણસને ઘડવાનું કામ કરે છે.’ અને પછી ‘જો ને આ તારી દાનત !’ કહી રંજને એને એવો તિરસ્કારી નાખ્યો હતો ! ‘નીકળી જા મારા ઘરમાંથી, શરમ નથી આવતી મિત્રપત્ની ઉપર હાથ નાખતાં !...’

છતાંય રંજનનો વિચાર પતિને આ વાત કરવાનો ન હતો, પરંતુ પતિએ જ્યારે એકાએક પ્રસ્થાન કરી ગયેલા મહેમાન–મિત્ર માટે પૃચ્છા કરી ને રંજન જોઈએ તેવો ખુલાસો ન કરી શકી—બલકે, આંખો ભરતી રસોડામાં ચાલતી થઈ ત્યારે પછી એ આખીય વાત કહેવી પડી હતી.

ઇંદ્રે પણ પછી પત્નીના આ અપમાન માટે દુઃખ વ્યક્ત કર્યું હતું. સાથે સાથે પત્નીને લાગેલા અપમાનનો ઘા પ્રેમથી ધોતાં ધોતાં એને સમજાવી પણ ખૂબ ખૂબ હતી : ‘થનાર વસ્તુ થઈ ગઈ, રંજુ ! પણ તારે હવે આપણા આ ભૂલ ખાઈ બેઠેલા મિત્રને માફ તો કરવું જ જોઈએ.’

અલબત્ત, મહામુસીબતે રંજન માની હતી ને પોતે પણ જાણે કશું જ ન બન્યું હોય એ રીતે વર્તવા કબૂલ થઈ હતી.

પછી તો મધુકર શેઠ ચારેક વર્ષ અમેરિકા વગેરે દેશોમાં ગાળી આવ્યા ત્યારથી તો કોઈ કોઈ વાર મળતા હતા તે પણ અટકી પડ્યું.

એમાં વળી ઇંદ્રને ગાંધીજીનાં લખાણો માટે વડોદરાથી દિલ્હી જવાનું થયું અને કાર્યદક્ષતામા તથા માનભરતબામાં એ એટલે ઊંચે ચઢ્યો કે કદરદાનીમાં ગયા વર્ષે રાષ્ટ્રપતિએ પદ્મશ્રીનો ઇલકાબ પણ એને એનાયત કર્યો.

અલબત્ત, આ પ્રસંગની વધામણી આપતો પત્ર ઇંદ્રપ્રસાદે મધુકરને મુંબઈ લખ્યો હતો. કોણ જાણે કેમ ન તો મધુકરે બાલમિત્રના ઉત્કર્ષ બદલ અભિનંદન પાઠવ્યાં કે—ઉત્તર સુદ્ધાં નહોતો લખ્યો.

મધુકરે પત્નીએ આપેલી કૉફી પીતાં પીતાં મૌન તોડયું તે પણ આ પદ્મશ્રી ઉપર જ. કે' છે: 'ઇંદ્રે એક વાર ગાંધીજીના સિદ્ધાંતો સાથે આજની આપણી રાષ્ટ્રીયતાનો તાળો મેળવતો 'લાઇફ'માં એક લેખ લખ્યો હતો એ તો તે જોયો હશે.' ને હા કહી આગળ કંઈક કહેવા જતી પત્નીની વચ્ચે બોલતાં ઉમેર્યું: 'પણ એને મળેલો આ પદ્મશ્રીનો ઇલકાબ એ જ એની રાષ્ટ્રીયતાની સાબિતી છે કે કેવો એણે દિલ્હીમાં રહ્યે રહ્યે આ સત્તાપક્ષને મસકો લગાવ્યો હશે.'

પત્નીની ઇચ્છા વિરોધ કરવાની ભલે હતી, પણ પોતે કેળવેલી આદત પ્રમાણે એ કૉફીનો ઘૂંટ ભરતી ગઈ ને હા હા કરતી ગઈ.

જોકે પતિની કેટલીક ઇંદ્રવિરોધી ટીકાઓ પછી વળી એ પેલી અસલ વાત કહ્યા વગર ન રહી: 'તમારા મિત્રપ્રેમની ખાતર નહિ તો રાષ્ટ્રે આપેલા આ ઇલકાબના ગૌરવ ખાતરેય તમારે સામેથી જઈને ઇંદ્રપ્રસાદને મળવું જોઈએ!'

'હવે તું પકડાઈ ગઈ, મીના'' મધુકરના લાંબા પહોળા મોં ઉપર આનંદનો લેપ લીપાઈ ગયો. બોલ્યા: 'એટલે જ હું મળવા નથી જતો. એ જાણે કે હું મોટો ઇલકાબધારી; પણ આ જમાનામાં આવા ઇલકાબોને કોણ પૂછે છે?' ઉમેર્યું: 'બલકે, ઇલકાબોમાંય લાગવગનું જોર જોઈને—ગૌરવની કયાં વાત, ઘણા લોકો તો ઠેકડી પણ ઉડાડે છે ને પદ્મશ્રીને બદલે 'પોલસનશ્રી' પણ કહે છે.'

'એ હશે, બાપી, ઇંદ્રસાઈ તો પદ્મશ્રીના સાચા અધિકારી લાગે છે.'

'કેવી રીતે?'

અલબત્ત, રંજને સામેથી લપડાક કરતાંય આકરો જવાબ આપ્યો : 'પંતૂજી ભલે છે, પણ કામ એનું બ્રાહ્મણનું છે. તમારી જેમ એ શૂદ્રથીય હલકો એવો શોષણખોર ધંધો નથી કરતો–માણસને ઘડવાનું કામ કરે છે.' અને પછી 'જો ને આ તારી દાનત!' કહી રંજને એને એવો તિરસ્કારી નાખ્યો હતો! 'નીકળી જા મારા ઘરમાંથી, શરમ નથી આવતી મિત્રપત્ની ઉપર હાથ નાખતાં!...'

છતાંય રંજનનો વિચાર પતિને આ વાત કરવાનો ન હતો, પરંતુ પતિએ જ્યારે એકાએક પ્રસ્થાન કરી ગયેલા મહેમાન–મિત્ર માટે પૃચ્છા કરી ને રજન જોઈએ તેવો ખુલાસો ન કરી શકી— બલકે, આંખો ભરતી રસોડામાં ચાલતી થઈ ત્યારે પછી એ આખીય વાત કહેવી પડી હતી.

ઇંદ્રે પણ પછી પત્નીના આ અપમાન માટે દુઃખ વ્યક્ત કર્યું હતું. સાથે સાથે પત્નીને લાગેલા અપમાનનો ઘા પ્રેમથી ધોતાં ધોતાં એને સમજાવી પણ ખૂબ ખૂબ હતી : 'થનાર વસ્તુ થઈ ગઈ, રંજુ! પણ તારે હવે આપણા આ ભૂલ ખાઈ બેઠેલા મિત્રને માફ તો કરવું જ જોઈએ.'

અલબત્ત, મહામુસીબતે રંજન માની હતી ને પોતે પણ જાણે કશું જ ન બન્યું હોય એ રીતે વર્તવા કબૂલ થઈ હતી.

પછી તો મધુકર શેઠ ચારેક વર્ષ અમેરિકા વગેરે દેશોમાં ગાળી આવ્યા ત્યારથી તો કોઈ કોઈ વાર મળતા હતા તે પણ અટકી પડ્યુ.

એમાં વળી ઇંદ્રને ગાંધીજીનાં લખાણો માટે વડોદરાથી દિલ્હી જવાનું થયુ અને કાર્યદક્ષતામા તથા માનમરતબામાં એ એટલે ઊંચે ચઢ્યો કે કદરદાનીમાં ગયા વર્ષે રાષ્ટ્રપતિએ પદ્મશ્રીનો ઇલકાબ પણ એને એનાયત કર્યો.

અલબત્ત, આ પ્રસંગની વધામણી આપતો પત્ર ઇંદ્રપ્રસાદે મધુકરને મુંબઈ લખ્યો હતો. કોણ જાણે કેમ ન તો મધુકરે બાલમિત્રના ઉત્કર્ષ બદલ અભિનંદન પાઠવ્યાં કે—ઉત્તર સુદ્ધાં નહોતો લખ્યો.

મધુકરે પત્નીએ આપેલી કૉફી પીતાં પીતાં મૌન તોડ્યું તે પણ આ પદ્મશ્રી ઉપર જ. કે' છે: 'ઇંદ્રે એક વાર ગાંધીજીના સિદ્ધાંતો સાથે આજની આપણી રાષ્ટ્રીયતાનો તાળો મેળવતો 'લાઈફ'માં એક લેખ લખ્યો હતો એ તો તેં જોયો હશે.' ને હા કહી આગળ કંઈક કહેવા જતી પત્નીની વચ્ચે બોલતાં ઉમેર્યું: 'પણ એને મળેલો આ પદ્મશ્રીનો ઇલકાબ એ જ એની રાષ્ટ્રીયતાની સાબિતી છે કે કેવો એણે દિલ્હીમાં રહ્યે રહ્યે આ સત્તાપક્ષને મસકો લગાવ્યો હશે.'

પત્નીની ઇચ્છા વિરોધ કરવાની ભલે હતી, પણ પોતે કેળવેલી આદત પ્રમાણે એ કૉફીનો ઘૂંટ ભરતી ગઈ ને હા હા કરતી ગઈ.

જોકે પતિની કેટલીક ઇંદ્રવિરોધી ટીકાઓ પછી વળી એ પેલી અસલ બાત કહ્યા વગર ન રહી: 'તમારા મિત્રપ્રેમની ખાતર નહિ તો રાષ્ટ્રે આપેલા આ ઇલકાબના ગૌરવ ખાતરેય તમારે સામેથી જઈને ઇંદ્રપ્રસાદને મળવું જોઈએ!'

'હવે તું પકડાઈ ગઈ, મીના'' મધુકરના લાંબા પહોળા મોં ઉપર આનંદનો લેપ લીપાઈ ગયો. બોલ્યા: 'એટલે જ હું મળવા નથી જતો. એ જાણે કે હું મોટો ઇલકાબધારી; પણ આ જમાનામાં આવા ઇલકાબોને કોણ પૂછે છે?' ઉમેર્યું: 'બલકે, ઇલકાબોમાંય લાગવગનું જોર જોઈને—ગૌરવની ક્યાં વાત, ઘણા લોકો તો ઠેકડી પણ ઉડાડે છે ને પદ્મશ્રીને બદલે 'પોલસનશ્રી' પણ કહે છે.'

'એ હશે, બાપ, ઇંદ્રભાઈ તો પદ્મશ્રીના સાચા અધિકારી લાગે છે.'

'કેવી રીતે?'

'લાઈફ' અને 'ઇલસ્ટ્રેટેડ વિકલી' જેવામાં એમના લેખો આવે છે ને તે પણ આગલાં પાનાં ઉપર; એ ઉપરથી જ—'

પતિ વચ્ચે બોલ્યો: 'ક્યાં સુધી તું ભોળી ને ભોળી રહીશ! સાચી લડાઈ જેમ ટેબલ ઉપર ને હવે તો વળી સ્વિચ બૉર્ડ ઉપર લડાય છે એમ સાચું રાજકારણેય છાપામાં જ ખેલાય છે.'

અને પછી પોતાનાં ડહાપણ અને અનુભવ ઉપર જ એક ડેમી સાઇઝનું પાનું ભરાય એટલું લાંબુ બોલ્યા પછી મધુકરે કહ્યું: 'ઇંદ્રને આ ઇલકાબ મળ્યો છે એટલે જ હું એ પદ્મશ્રીને મળવા નથી જતો!'

પણ પત્નીએ આ વાત ન માની. કહ્યું: 'ખોટી વાત. ઇલકાબ ન મળ્યો હોત તો તમે ન જ જાત. મનેય કહેવાનું ન સૂઝત કે તમે એને મળવા જઓ.'

'તારી વાત કબૂલ. પણ પદ્મશ્રી ન થયો હોત તો તું એમ ધારે છે કે ઇંદ્ર—આ ગાડીમાં આપણે છીએ એ જાણ્યા પછી મળવા માટે દોડી આવ્યા વગર રહ્યો હોત!'

પત્ની અહીં સપડાઈ ગઈ—બલકે, ગળા સુધી એ પતિની વાતમાં સમત જ હતી. પણ અત્યારે એ સામેના પલ્લામાં બેઠેલી હતી એટલે બોલી: 'ઇંદ્રભાઈ વડોદરામાં રહેતા હતા ત્યાં સુધીનો સંબંધ જોતાં તો તમે પણ એ લોકોનું નામ સાંભળતાં મળવા માટે ગયા હોત ને મનેય સાથે ખેંચી હોત—છેવટે આમ કહીને: 'ચાલ ને, તારે તારી બહેનપણીને નથી મળવું?'

'પણ જો ને, રંજનને તું આજેય બહેનપણી માને છે, પણ એય તારી સાથે વાતો કરવા આવી?'

'એ તો આવે બિચારી—પ્લૅટફૉર્મ ઉપરથી જ એ મને ખેંચી જતી હતી. કે'કે: "આવો ને પાંચ મિનિટ! તમારા દેરને તો મળો!" પણ મને હતું કે આપણ બેય સાથે જઈશું!'

'જોયું ને, રંજનને એમ કેમ ન થયું કે— ચાલો, ઊભી ઊભી મધુકરભાઈને મળી લઉં?' લાગલું એણે ઉમેર્યું: 'એનું નામ ઠસ્સો' ક્ષણેક થંભી વળી કહ્યું: 'સાચું પૂછે તો ઇંદ્રને હું એટલા માટે જ નથી મળવા જતો.'

'કે?'

'સમજતી નથી તું!' કહી મધુકરે ચીડ ઉપર હસવું પાથરી આગળ કહ્યું: 'આપણને મળવા ગયેલાં જોઈને ઇંદ્ર તો ઠીક પણ રંજન તો ફુલાય જ!'

'ના રે ના. રંજનેય કંઈ એવી નથી!'

'એવી નથી શું! એને થયા વગર રહે જ નહિ કે ધણી તમે લક્ષ્મીપતિ, પણ વિદ્વાનને મળવા કેવા સામેથી આવવું પડ્યું!' કહી મધુકરે ઉમેર્યું: 'રંજનને તેં હજી ઓળખી નથી!'

ને પત્ની જ્યાં કહેવા જાય છે: 'તો તમે ક્યારે ઓળખી એને?' ત્યાં જ બારણામાં ઇંદ્ર અને રંજન બેઉ આવી ઊભાં— નમસ્કાર કરતા.

ને પતિ સામે નજર નાખતી મીના જાણે કહેતી હતી: 'મારી ઓળખેલી રંજન તો આ સામેથી આવી ઊભી—પદ્મશ્રીની પત્ની છે છતાંય!'—

ને એ લોકોને સત્કારતી ઊભી થયેલી મીના મનોમન જાણે પૂછી રહી: 'કોણ મોટું? અક્કડ થઈને બેસી રહે એ કે સામે ચાલીને મળવા આવે એ મોટુ?'

તેમાંય જો રંજન તરફ પતિએ દાખવેલી હેવાનિયતની મીનાને ખબર હોત તો તો શબ્દોમાં નહિ તો ભાવરૂપેય એને થયા વગર ન રહેત: 'આવા લંપટ મિત્રનેય સામેથી દંપતી મળવા આવ્યાં ત્યારે કેટલાં ઉદાર આ માનવી હશે!'



# દૂધ ને રોટલો

'**વાતો** સમાજવાદની! વર્તન મૂડીવાદનું! જમાનાની તાસીર તો જુઓ દોસ્તો!'

'સાડીત્રણસો રૂપિયા કહેતાં મોં કેવું ભરાઈ જાય છે! તો પગાર આવતાં ખિસ્સું પણ તરબતર બની જાય છે. તે છતાંય ભાઈઓ! આપણી આ ભાગ્યશાળી સરકારના રાજમાં પેટ ખાલીનું ખાલી રહે છે! ઉપરથી પાછું પડ્યા ઉપર પાટું! સરકાર ઇન્કમટેક્સ પડાવે છે, જાણે બહુ બધા બચી જતા ન હોય!'...

આ પણ જમાનાની તાસીર જ હતી કે કોણ બોલતું હતું, ક્યાં રહીને બોલતું હતું, શું કામ બોલતું હતું એની પણ બગીચામાં બેઠેલા પ્રજારામને ખબર નો'તી પડતી. ખબર હોય તો એટલી જ હતી: દૂર એક થાંભલા ઉપર લાઉડસ્પીકર હતું ને એ જ જાણે આરડતું હતું.

તો ત્રીજી તાસીર એ હતી કે ઑફિસેથી છૂટીને શાન્તિ માટે બગીચામાં આવી બેઠેલા પ્રજારામને કશું સાંભળવું નો'તું, છતાંય સાંભળવું પડતું હતું. થયું પણ ખરું: 'તુમ કહેતા ભલા હમ સુનતા ભલા.' પછી હવે બોલવાનો અર્થ પણ શો છે!...

અને સમજવું નો'તું છતાંય પેલું લાઉડસ્પીકર એને સમજાવવા માગતું હતું: 'આનું નામ જ દેવાળું કાઢવું દોસ્તો! ને દેવાળું

કંઈ એકદમ નથી આવતું. પરિસ્થિતિ વણસતાં વણસતાં એક પળ એવી આવે છે કે 'દેવાળું'! ફેર હોય તો એટલો કે બાપના હાથે દેવાળું કાઢવા સરખી સર્જાયેલી પરિસ્થિતિને સંતાને વાસ્તવિક બનાવી.'...

પ્રજારામનું મગજ મૂળેય આજે ઘૂમતું હતું—હેડ ક્લાર્કની દમદાટીથી નહિ, પણ પોતાના જ હિસાબકિતાબથી. આજે પાંચમી તારીખ હતી. બપોરના બરાબર સવાબારે પગાર થયો હતો. પ્રોવિડન્ટ ફંડ, ઇન્કમટૅક્સ, ક્લબની ફી, કૅન્ટિનનું બિલ વગેરે તો અહો ને અહીં ચૂકવ્યાં પછી વિશેષમાં—પટાવાળાને ન મોકલતાં પોતે જ બાજુની પોસ્ટ ઑફિસે ગયો હતો ને ગામડે રહેતાં માબાપ તથા બે બાળકો અને પત્નીને દોઢસોનો મનીઑર્ડર કરીને, ઑફિસેથી પાંચ વાગ્યે છૂટ્યા પછી એક કપ ચા અને એક હિંગ ગાંઠિયા ઉપર ઓડકર ખાઈને મગજની શાન્તિ માટે બગીચામાં આવી બેઠો હતો. બાકીના પૈસાનો હિસાબ પણ કરવો હતો ને?

હિસાબમાં જોકે ગણવાનુ જ શું હતુ! એ પણ આ લાઉડ-સ્પીકરની જેમ અર્થ વગરનું આરડવાનું જ હતું ને! આમથી તેમ આકડા કરવાથી ખિસ્સામાંની સોની નોટ કંઈ ઓછી વિયાવાની હતી! તેમાં વળી :

લાઉડસ્પીકર બોલતું હતુ: 'સજ્જનો! અણુશિખાઉ દાયણના હાથે આપણા ચલણની કસુવાવડ થઈ ગઈ છે...તમને થતું હશે કે આંકડીઓ મૂકવા પાછળ આપણી સરકાર આટઆટલો ખર્ચ કરે છે, છતાંય કેમ આમ બન્યું! પણ બન્યું છે એ હકીકત છે. માટે મહેરબાની કરીને કારણ કોઈ પૂછશો નહિ. નહિ તો કારણ શોધવા માટે સરકારને કમિટીઓ રચવી પડશે ને એ કમિટીઓને પાછી આંકડીઓ મૂકવી પડશે ને છતાંય એ કમિટીઓને જ કાં તો કસુવાવડ આવી પડશે—જેમ જીવનધોરણ ઊંચું કરવા ગયા ને ઉપરાઉપરી બે વખત કસુવાવડ આવી પડી એ રીતે!'

પ્રજારામને કંટાળો આવ્યો. બગીચામાંથી ઊઠીને એ ચાલતો થયો—બીજું કોઈ શાંતિભર્યું સ્થળ મળે તો...!

શાંતિ તો ન મળી, પણ એક સ્થળે શાંત એવા વાતાવરણમાં સ્વસ્થ એવો અવાજ જરૂર સંભળાયો. ને પ્રજારામે એ તરફ પગ ઉપાડ્યો. હાથ એનો અવારનવાર સોની નોટવાળા પાટલૂનના ખિસ્સા ઉપર ફરતો હતો. પાટલૂન પણ લૂઝ હતુ. આજના જમાના જેવું ચુસ્ત હોત તોય કપાતાં જરા વાર લાગે.

લાઉડસ્પીકર તો અહીં પણ હતું, પણ પેલાની જેમ આરડતું નહોતુ. આ ઉપરથી જ લાગતું હતું કે એને સંભળાવવા માટે કોઈના ઉપર બળાત્કાર કરવાનો આશય જ ન હતો. બોલતું હતુ: 'તૃષ્ણા જ દુઃખનુ મૂળ છે. આપણી ઇંદ્રિયો ઉપર આપણે જો કાબૂ રાખીએ તો દુખ ઉપર આપોઆપ કાબૂ આવીને ઊભો રહેશે. આ એક આધ્યાત્મિક બાબત છે એ વાત સાચી, પણ આજની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ વચ્ચે આપણે જો ઇંદ્રિયનિગ્રહ કરી શકીશું, તો રોજિંદા વ્યવહારમાં પણ એ આશીર્વાદ સરખું બની રહેશે.'

પ્રજારામે જમાવ્યું. થતું હતું: 'એમાં શી મોટી વાત છે? દાઉદખાની ઘઉં ખાતા હતા એને બદલે અમેરિકાના રાતા ઘઉ ખાઈએ છીએ ને! કોઈક તો કહેતું હતું કે અમેરિકામાં આ ઘઉં ખચ્ચરોને ખવડાવે છે. ખચ્ચર એટલે ગધેડાં જ ને?'

લાઉડસ્પીકર બોલતું હતુ: 'ઇંદ્રિયનિગ્રહ એ કંઈ મહાભારત નથી. વસ્તુ ન મળે તો આપમેળે નિગ્રહ બની રહે છે. તો આપણે આપણા મનને એટલું ન સમજાવી શકીએ કે ન મળે તો ચાલે છે ત્યારે મળે છે ને એના વિના ચલાવીએ તો શું ખોટું?'

પ્રજારામે અહીં ટાપસી પૂરી: 'ખરી વાત છે. આપણા મૅનેજર પહેલા દિલ્હીના ચોખા ખાતા હતા, હું જ લાવી આપનાર; પણ હવે એ જીરાસાળના ચોખાથી ચલાવે જ છે ને?'

લાઉડસ્પીકરે કહ્યું : 'તૃષ્ણાને ક્યાંય અંત નથી કે નથી કદી સંતોષ થવાનો. ઉઘાડા પગે ચાલતો હોય એને ખાસડાંનું મન થાય; ને ખાસડાં આવે તો સાઇકલના કોડ જાગે ! વળી સાઇકલ આવ્યા પછી સ્કૂટર માટે મન થાય ને સ્કૂટર આવ્યા પછી મોટર તરફ મને દોડવાનું જ છે !'

જોકે પ્રજારામને આ વાત બહુ ગમી નહિ, બલકે અંદરખાને તો વાંધો જ હતો : 'જીવનમાં જો આકાંક્ષા ન ઊઠે કે ઇચ્છા ન જાગે તો પછી પ્રગતિ જ અટકી જાય ને ?'

સંભવ છે લાઉડસ્પીકર આ વિચારો પામી ગયું હોય તો, કહેવા લાગ્યું : 'મહત્ત્વાકાંક્ષા એ કંઈ માણસને શોભે એવી આકાંક્ષા નથી. આ તો એની એક સ્વાભાવિક ગતિ છે—પશુ અથવા પક્ષીનું વલણ જેમ ખોરાક શોધવા તરફ હોય છે એવી જ. પશુપક્ષીને તો સારાસાર સમજવાની ઇંદ્રિય પણ નથી, જ્યારે આપણને એ આપવામાં આવી છે. ને એટલે જ આકાંક્ષા જાગે કે તૃષ્ણા ઊપડે તો આપણે તરત જ વિચારવું જોઈએ : શા માટે ? એના વિના જો ચાલતુ જ હોય, તો શા માટે ન ચલાવવું ?'

પ્રજારામથી અડી અજાણપણે જ હુંકારો ભણાઈ ગયો : 'હાં હાં, ઑફિસે ચાલીને જઈ શકાતું હોય, તો શા માટે સાઇકલ જોઈએ !'

'જુઓ ભાઈ, આજનું જીવન જોતાં હકીકત તો એ છે કે તમે જેને મહત્ત્વાકાંક્ષા કહો છો એને હું તૃષ્ણા કહીશ ને એ સંતોષવા તમારે, તમારા આત્માથી અથવા તો કહો તમારામાં એક સતતત્વ આવેલું છે એનાથી ઘણી બધી વાર છેતરપિંડી કરવી પડે છે...હા, હમણાં જ એક સજ્જન પુરુષે પોતાની અકળામણ ઠાલવતાં કહ્યું હતું કે આજનું જગત એવું છે કે માણસને પ્રામાણિક રહેવું હોય તોપણ ન રહી શકે—સિવાય કે અપ્રામાણિક થવાનો એની પાસે એક પણ

માર્ગ ન હોય ! એટલે કહેવાનુ પ્રાપ્ત એ થાય છે કે અપ્રામાણિક બનીને તૃષ્ણાને પોષવી એના કરતાં તૃષ્ણાને દમીને પ્રામાણિક રહેવું એ શુ ખોટું છે ! તમને જો તૃષ્ણા નહિ હોય તો ખોટા રસ્તે જવાનો ભય જ ઊભો નથી થતો.'

પ્રજારામ વળી અહી બગડી પડ્યો : 'ભલા માણસ, જીવવુ તો પડે જ ને ?...હવે જો જીવવા માટે જ કાંફાં મારવાં પડતા હોય તો પછી અપ્રામાણિકેય થવું પડે ?...ગયા મહિને મેં જ પાંચ પૅડ ને એક ડઝન પેન્સિલ ઘેર છોકરાં માટે મોકલાવી. આ ચીજો જો ઑફિસમાંથી ઉપાડી લાવેલી ન હોત તો એટલા પૈસા મારે ખર્ચવા જ પડત ! ને ખર્ચવા પડત એનો અર્થ એ થાત કે આખો મહિનો ચા વિના ચલાવવું પડત.'

પ્રજારામને તો હજીયે આગળ કહેવું હતું કે ચા વિના ચલાવવું ને ઑફિસનો ઢસરડો ખેંચવો એ કેટલું કંટાળાજનક છે એ હું જાણુ છું. એક મહિનો મેં છોડી પણ જોઈ છે એટલે— તમારી પેઠે 'કાં કાં' કરતાં તો મનેયે આવડે છે, પણ જે માણસ આવી મોંઘવારીમાં જીવે છે એ જાણે છે કે કેટલી વીસુએ સો થાય છે !

પણ લાઉડસ્પીકર અહીં કેવી રીતે તૃષ્ણા છોડવી એ મુદ્દાની વાત કરતુ હતું એટલે એકાગ્ર બનીને પ્રજારામ મગજની તુબડીમાં ગણીગણીને જાણે મોતી ભરવા લાગ્યો !

'જુઓ ભાઈ, તપ તો જાણે તૃષ્ણા સંતોષવા માટે પણ કરવું જ પડે છે. તો આ તો વળી ઇંદ્રિયનિગ્રહનું તપ કહેવાય ! બાકી, ધૈર્ય રાખીને ને ભગવાનની મદદ માગીને નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરશો, તો જરૂર એમાં સફળતા મળશે ને એક વખત જો થોડીકેય સફળતા મળશે તો જોજો તમે, શ્રદ્ધા પણ વધતી જશે ને આનદ પણ એવો મળશે કે મહત્ત્વાકાક્ષા પોષાતાં જે આનદ મળે છે એ તો ઊલટો આ આનદની આગળ બિચારો જ બની રહેશે...

'તો જુઓ ત્યારે, એક તો તમારે તમારા મનને એમ કહેવું કે ફલાણાને મોટર છે ને આપણે નથી તો કંઈ નહિ, બાકી, મોટર મેળવવા માટે આપણાથી અપ્રામાણિક થવાય નહિ.'

લાઉડસ્પીકરે અહીં ચોખવટ કરી : 'આનો અર્થ એમ નથી કે સામા માણસે અપ્રામાણિક બનીને મોટર મેળવી છે. બલકે સામા માણસની તો આપણે વાત જ નથી કરતા. આ તો આપણું મન બીજાની સરખામણી કરે ત્યારે આપણે આપણી જ વાત કરવાની છે...'

પ્રજારામ અહીં અકળાઈ ઊઠ્યો : 'મોટરની વાત કર્યા વગર ગુજરાન ચલાવવાની વાત કર ને, ભાઈ?'...

અને થોડીક જ વારમાં લાઉડસ્પીકર આ મુદ્દા ઉપર આવી ઊભું : 'એ જ રીતે આજના સંઘર્ષમાં કેવી રીતે બે પાસાં સરખાં રાખવાં એ વાતનો જવાબ પણ આ તૃષ્ણાના ત્યાગમાંથી મળી રહે છે.'

પ્રજારામે જાણે ચાર કાને સાંભળવા માંડ્યું : 'જુઓ, કપડાં શું કામ જોઈએ? તો સામો જવાબ છે : શરીર ઢાંકવા; ને ખોરાક શું કામ જોઈએ, તો સામો જવાબ છે : પોષણ મેળવવા. હવે જો તમે આ કોષ્ટક યાદ રાખશો તો લાંબું પીંજણ કરવાની આપણને કશી જરૂર નહિ રહે.' શરીર ઢાંકવું એનો અર્થ એમ પણ નથી કે જેવાં તેવાં કપડાં પહેરવાં. પરંતુ ખરીદતી વખતે પહેલો ખ્યાલ ટકાઉપણાનો રાખશો ને લોક શું કે'શે એ ચિંતામાં કે બિનજરૂરી હરીફાઈમાં નહિ ઊતરો, તો ઘણું છે. આ જ રીતે ખોરાકમાંથી પણ સ્વાદનો ખ્યાલ કાઢી નાખશો ને પોષણની જ ગણતરી રાખશો, તો ઘણું બધું બિનજરૂરી ખર્ચ નીકળી જશે. સાથે સાથે તબિયતને પણ કશો વાંધો નહિ આવે!' અને પછી અંતમાં ઉમેર્યું : 'મને પૂછો તો ઘઉંનો કે બાજરાનો રોટલો ને દૂધ રેશનના ચોખા પહોંચે એ રીતે કોઈક દિવસ વળી ખીચડી ને દૂધ; પણ આ રીતનો ખોરાક

માર્ગ ન હોય ! એટલે કહેવાનું પ્રાપ્ત એ થાય છે કે અપ્રામાણિક બનીને તૃષ્ણાને પોષવી એના કરતાં તૃષ્ણાને દમીને પ્રામાણિક રહેવું એ શું ખોટું છે! તમને જો તૃષ્ણા નહિ હોય તો ખોટા રસ્તે જવાનો ભય જ ઊભો નથી થતો.'

પ્રજારામ વળી અહીં બગડી પડ્યો : 'ભલા માણસ, જીવવું તો પડે જ ને?...હવે જો જીવવા માટે જ કાંફાં મારવાં પડતા હોય તો પછી અપ્રામાણિકેય થવું પડે?...ગયા મહિને મેં જ પાંચ પેડ ને એક ડઝન પેન્સિલ વેર છોકરાં માટે મોકલાવી. આ ચીજો જો ઑફિસમાંથી ઉપાડી લાવેલી ન હોત તો એટલા પૈસા મારે ખર્ચવા જ પડત ! ને ખર્ચવા પડત એનો અર્થ એ થાત કે આખો મહિનો ચા વિના ચલાવવું પડત'

પ્રજારામને તો હજીયે આગળ કહેવું હતું કે ચા વિના ચલાવવું ને ઑફિસનો દસરડો ખેંચવો એ કેટલું કંટાળાજનક છે એ હું જાણું છું. એક મહિનો મેં છોડી પણ જોઈ છે એટલે— તમારી પેઠે 'કોં કોં' કરતાં તો મનેયે આવડે છે, પણ જે માણસ આવી મોંઘવારીમાં જીવે છે એ જાણે છે કે કેટલી વીસુએ સો થાય છે !

પણ લાઉડસ્પીકર અહીં કેવી રીતે તૃષ્ણા છોડવી એ મુદ્દાની વાત કરતુ હતું એટલે એકાગ્ર બનીને પ્રજારામ મગજની તુંબડીમાં ગણીગણીને જાણે મોતી ભરવા લાગ્યો !

'જુઓ ભાઈ, તપ તો જાણે તૃષ્ણા સંતોષવા માટે પણ કરવું જ પડે છે. તો આ તો વળી ઇંદ્રિયનિગ્રહનું તપ કહેવાય ! બાકી, ધૈર્ય રાખીને ને ભગવાનની મદદ માગીને નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરશો, તો જરૂર એમાં સફળતા મળશે. ને એક વખત જો થોડીકેય સફળતા મળશે તો જોજો તમે, શ્રદ્ધા પણ વધતી જશે ને આનંદ પણ એવો મળશે કે મહત્ત્વાકાંક્ષા પોષાતાં જે આનંદ મળે છે એ તો ઊલટો આ આનંદની આગળ બિચારો જ બની રહેશે...

અને પછી પેલાં લાઉડસ્પીકરોની વાત કરતાં અંતમાં કહ્યું: ‘આ બે લાઉડસ્પીકરોની વાતો તો જાણે લાખેણી છે: એકનું કહેવું છે કે જેના હાથમાં રોટી, એના હાથમાં ચોટી. આ હિસાબે ભારતની ચોટલી અમેરિકાના હાથમાં છે એ દીવા જેવી વાત છે. તો એમાંથી ફલિત થતી બીજી વાત પણ ટ્યૂબલાઈટ જેટલી જ સાચી છે કે ત્યાં સુધી આપણી સરકાર પણ વાતો કરશે સમાજવાદની, પણ વર્તન રહેશે મૂડીવાદી!’

બધા જ બોલી ઊઠ્યા: ‘વાત તો તમારી સાચી છે, પ્રજારામભાઈ!’

‘પણ...’ કહી પ્રજારામે ઉમેર્યું: અમેરિકાની ચોટલીયે આપણા હાથમાં આવી શકે—જો આપણે જીવનધોરણનો પશ્ચિમી મુદ્દો દરિયામાં પધરાવી દઈએ ને તૃષ્ણાત્યાગનો આપણો મુદ્દો પકડી લઈએ તો ..હા, કામ જરા કપરું તો છે, પણ કાયમનો આનંદ આવી જાય ભાઈ!...’

પ્રજારામ સાચે જ મસ્ત છે. કોઈ કોઈ વાર સ્વાદનો ચટકો ઊપડી આવે છે, પણ તરત જ પોતાના મનને પેલો હાઉ દેખાડતાં કહે છે: ‘તો તો નક્કી જાણજે: વાંદરાને નિસરણી આપવા સરખી સરકારની નીતિને લીધે ભાવવધારો ને કાળાં બજાર વગેરે એવાં પાછાં મગજ ઉપર ચડી જશે કે સ્વાદને લીધે ઘડીભર આનંદમાં આવેલું મોં આખો વખત પાછું દિવેલ પીધા સરખું બની રહેશે!’

અલબત્ત, આનો અર્થ એમ તો નથી જ, કે પ્રજારામની તૃષ્ણા મરી પરવારી છે...બલ્કે, કોઈ કોઈ વારે મન અને ઇંદ્રિયો એવું બંડ જગાવે છે કે હિંદુ-મુસ્લિમનો જાણે આંતરવિગ્રહ!

પરંતુ સામી બાજુ આંતરશાંતિ પણ કોઈ કોઈ વાર એવી અનુભવે છે કે મનની અને મિત્રોની દલીલો પણ બાલિશ સરખી

જો રાખશો, તો ઘી નહિ ખાઓ તો પણ દૂધમાંથી જોઈતું પોષણ મળી રહેશે.' ને કટ કરતુંકને લાઉડસ્પીકર બંધ થયું. પ્રજારામને પણ કશું જ હવે સાંભળવું નહોતું. ને આજથી જ એણે દૂધ ને રોટલો શરૂ કર્યાં.

હિસાબ પણ ગણી જોયો ને, આગળ ઉપરનો નિર્ણય પણ કરી નાખ્યો: 'આજથી નથી તો ઑફિસની પેન્સિલ ચોરવી કે નથી કરવો મોંઘવારીનો કકળાટેયે. લોકો બિલ પાસ કરાવવા આવે એમાં પણ કશી જ હવે લાલચ નહિ ને નાહકનો કોઈને ધક્કો પણ ખવડાવવો નહિ.'

બીજી સવારે પણ ચા–બા બંધ ને એ જ બાજરાનો રોટલો ને અર્ધો શેર દૂધ ચોળી ખાતોકને ઊપડી ગયો ઑફિસે......

અને જાણે જીવનનો કોઈ સાચો કીમિયો હાથમાં આવી ગયો હોય એ રીતે ઑફિસમાં પણ આજે તો આખોયે વખત પ્રજારામ આનંદમાં હતો. બપોરે રિસેસમાં પણ ન તો એણે છાપાંમાંનો મોંઘવારીનો આંકડો જોયો કે ન એણે, 'ભાવો ઉપર નજર રાખી રહેલી!' સરકારની ટીકા કરી...

ઑફિસના કારકુનોએ પણ પ્રજારામભાઈ તબિયતના કારણે આજે ચા નહિ પીતા હોય એવી જ અટકળ કરી. સવાલ પણ આવા જ પૂછતા હતા ને કહેતા પણ હતા: 'ચા નહિ તો કૉફી લે....કૉફી નહિ તો ઉકાળો...' પણ પછી તો પ્રજારામે મેમ્બરશિપ પણ કાઢી નખાવી ને થોડાક દિવસ પછી કારકુનોને અસલ વાત પણ કહી સંભળાવી.

કહ્યું: 'જુઓ ભાઈ, આ ચા વગેરે છોડવા માટે આપણને એક સાજે જે શીખવા મળ્યું છે એવું તો આખી દુનિયામાંયે નથી મળ્યું.'

અને પછી પેલાં લાઉડસ્પીકરોની વાત કરતાં અંતમાં કહ્યું: 'આ બે લાઉડસ્પીકરોની વાતો તો જાણે લાખેણી છે: એકનું કહેવું છે કે જેના હાથમાં રોટી, એના હાથમાં ચોટી. આ હિસાબે ભારતની ચોટલી અમેરિકાના હાથમાં છે એ દીવા જેવી વાત છે. તો એમાંથી ફલિત થતી બીજી વાત પણ ટ્યૂબલાઈટ જેટલી જ સાચી છે કે ત્યાં સુધી આપણી સરકાર પણ વાતો કરશે સમાજવાદની, પણ વર્તન રહેશે મૂડીવાદી!'

બધા જ બોલી ઊઠ્યા: 'વાત તો તમારી સાચી છે, પ્રજારામભાઈ!'

'પણ...' કહી પ્રજારામે ઉમેર્યું: અમેરિકાની ચોટલીયે આપણા હાથમાં આવી શકે—જો આપણે જીવનવારણનો પશ્ચિમી મુદ્દો દરિયામાં પધરાવી દઈએ ને તૃષ્ણાત્યાગનો આપણો મુદ્દો પકડી લઈએ તો...હા, કામ જરા કપરું તો છે, પણ કાયમનો આનંદ આવી જાય ભાઈ!...'

પ્રજારામ સાચે જ ત્રસ્ત છે. કોઈ કોઈ વાર સ્વાદનો ચટકો ઊપડી આવે છે, પણ તરત જ પોતાના મનને પેલો હાઉ દેખાડતાં કહે છે: 'તો તો નક્કી જાણજે: વાંદરાને નિસરણી આપવા સરખી સરકારની નીતિને લીધે ભાવવધારો ને કાળાં બજાર વગેરે એવાં પાછાં મગજ ઉપર ચડી જશે કે સ્વાદને લીધે ઘડીભર આનંદમાં આવેલું મોં આખો વખત પાછું દિવેલ પીધા સરખું બની રહેશે!'

અલબત્ત, આનો અર્થ એમ તો નથી જ, કે પ્રજારામની તૃષ્ણા મરી પરવારી છે...બલ્કે, કોઈ કોઈ વારે મન અને ઇંદ્રિયો એવું બંડ જગાવે છે કે હિંદુ–મુસ્લિમનો જાણે આંતરવિગ્રહ!

પરંતુ સામી બાજુ આંતરશાંતિ પણ કોઈ કોઈ વાર એવી અનુભવે છે કે મનની અને મિત્રોની દલીલો પણ બાલિશ સરખી

લાગ્યા કરે છે. ઘણી વાર મૂંગો રહે છે તો કોઈક વાર વળી કહે છે પણ ખરો: 'તમારું જીવન માત્ર ખાઉ-ખાઉંવાળું તો છે જ, પણ હમણાં મેં એને, 'બેઠ જાઓ બેટા, એક તરફ–' એમ કહીને બેસાડી દીધું છે ને બીજું આ દૂધ-રોટલા વડે પલોટી લીધું છે' કહી આનંદ સાથે ઉમેરે છે: 'ભલે હવે તેલના ને ચીજવસ્તુઓના ભાવ આસમાને અડે ને એના ઉપર નજર રાખતી સરકારેય ભલે એની ટૂંકી નજરને લંબાવ્યા કરે!' વળી ઉમેરતો, 'પશ્ચિમની રીતે જીવનધોરણ ઊંચું કરવું એના કરતાં જીવનનું ધોરણ જ શા માટે આપણી રીતે ન ઘડવું કે હાલેલો હડકવાયે દૂધ ને રોટલે મટી ન જાય તો છેવટે શમી તો જાય જ છે!'



# ધરબીહું ધાન

**દુકાળના** દિવસોમાં બેકાર બનેલી લોકબત્રીસીને ચોધરીકાકાનો ખોરાક મળ્યો હોય એ રીતે લોકો ચાવીચાવીને વાત કરતાં હતાં— ગામનાં અને પરગામનાં.

કોઈ અક્કલવાળો પોતાની અક્કલ લડાવતાં કહેતો હતો: 'મને તો હજી વે'મ છે: ચોધરીકાકાએ ભીલ લોકોની દયા ખાઈને જ ફોજદારને કહ્યું હશે કે મી મારી મેળે જ જારનો ટોપલો વાટમાં વેરી નાખ્યો હતો.'

બીજો માણસ વિરોધ કરતાં કહેતો હતો: 'સાચું જૂઠું તો રામ જાણે, પણ મી સાંભળ્યું છે કે એમના જેવાનેય આ વર્ષે ખાવાની ખેંચ છે. પછી એવો તો કોણ મૂર્ખ હશે તે હાથે કરીને પેટનો રોટલો લોકો પાસે લૂંટાવતો હશે?'

ચોધરીના ગામમાં અને ફળીમાં પણ આ જ વાતો થતી હતી. એક પાડોશણ બાઈ ચારપાંચ માણસોની ટોળીને કાનમાં કહેતી હોય એ રીતે કહેવા લાગી: 'અત્યાર લગી તો હુંય નો'તી માનતી કે ચોધરીકાકાના ઘરમાં ધાનની તાણ આવી છે. ઉછીનું ધાન લેવા આવેલું કોઈ સગુંવહાલું એમના ઘેરથી ખાલી હાથે અત્યાર લગી પાછું ગયું નથી. એટલે હુંય એમ જ જાણતી હતી કે ડોસાના ઘરમાં વધારે નહિ તો નવાં ધાન ભેગાં થાય એટલું ધાન તો હશે જ. પણ

બે દન ઉપર રાતે બાપબેટો કોઠીઓમાં લાકડાં નાખી નાખીને ધાનનો હિસાબ કાઢતા હતા. એ પછી જ મને ખબર પડી કે એમનેય આપણા જેવી દશા છે, ને નવાં ધાન ભેગાં થતા મોર બોલી જવાના છે !'

'અવળું કર્યું ડોસાએ તો તો.' બીજી બાઈ બોલી.

ત્રીજાએ પણ ટાપસી પૂરી : 'વહુ જાણશે કે ડોસાએ લોકોની દયા જાણીને ટોપલું નાખી દીધું'તું, તો તો પછી વહુને ને દીકરાને ય નાનાં નાનાં છોકરાં ઘરમાં ખાનાર છે ને લાગે તો ખરું જ ને !'

કેટલાંક ઉંમરવાળાં તો ડોસાની અક્કલમાં બે દાણા ઓછા હોય ને પેઢીનો ચેપ ડોસાનામાં ઊતર્યો હોય એ રીતે છપનાની ને ડોસાના બાપની વાતો પણ સંભારતાં હતાં : 'આખો આ વેલો જ એવો છે. ચોધરીના બાપાએ ય છપનામાં એક વાર આવું કર્યું'તું. ગામ લૂંટવા આવેલાં ભીલાંને ધાન માટે વલખાં મારતાં જોઈને પોતે જ પછી ચૂલાની રાખોડી નીચે સંતાડેલું અધમણ ધાન દેખાડી દીધું હતું.'

'તો પછી ભોગવશે ડોસો. છોરાની વહુ કંઈ પેટનાં છોરાં મરવા દેશે?...ડોસાનો રોટલો જ નાનો થવાનો ભા !'

'ડોસાએ જો ફોજદાર આગળ આમ કહ્યું હોત કે 'લૂંટવાનો વિચાર તો રામ જાણે સાહેબ, પણ રેશન લેવા આવેલાં એ ભીલાં મારી પાછળ પડ્યાં'તાં ને એમાં આ જારનો ટોપલો વેરાઈ ગયો' તો યે દીકરાને ને વહુને થાત કે ડોસાએ કાંઈ પોતાનાં છોરાં દવલાં કરીને ભીલાંને વા'લાં નથી કર્યાં, પણ એ ભીલાંએ જ ટોપલો પડાવી લીધો હતો. પણ આ તો ઘરનાં છોરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો આપ્યો એવું કર્યું છે ડોસાએ !'

ઓછું હોય તેમ ફોજદાર આગળ ડોસાએ આપેલી જુબાની કાનોકાન સાંભળનાર ગામનો પેલો જુવાન સરપંચ બોલી ઊઠયો :

'તો શું જોઈતું'તું! પણ એમણે તો ફોજદાર આગળ ચોખ્ખી જ વાત કરી: ના સાહેબ ના, નથી તો ભીલે લૂંટ્યો કે નથી પેલા ચમારોએ મારું ધાન પડાવ્યું, પણ મીં જ કાયા થઈ ને જારનો ટોપલો વાટમાં નાખી દીધો'તો—'

'એક રીતે તો ડોસાએ આ સારી અક્કલ ચલાવી ભાઈ...નહિ તો ગરીબ બાપડાં ભીલાનું આવી બનવાનું હતું. ચોધરીકાકાએ ધાન નાખી દીધું એ દન આપણું ગામ જ નહિ પણ આજુબાજુનાં ગામેય ઊંચે જીવ થઈ ગયાં હતાં. એટલે જ તો કાલે આ વાત સાંભળી ને પોલીસથી વાન ભરીને ફોજદારેય તાલુકેથી આવ્યો'તો ને!'...

બીજાએ પણ ટાપસી પૂરી: 'ચોધરીકાકાએ સચી જબાન ને વાપરી હોત તો તો રેશન લેવા આવેલ એ ભીલાંની ને ચમારૂ સુદ્ધાંની ખેર નો'તી હાં કે.'

ત્રીજો બોલ્યો: 'રેશનવાળાં જ એકલાં નહિ પણ પછી તો ફોજદાર, ધાક બેસાડવા આખાય તાલુકાના આદિવાસીઓને એવો ચમત્કાર દેખાડત કે એ જોઈ ને ભૂખે મરતા ઠાકરડા ને બીજા લોકોય શેહ ખાઈ જાત!...'

લોકોની આ અટકળો વજૂદ વિનાની કે નિરાધાર તો ન જ હતી. એ દિવસ ઉપર બનેલી જ આ વાત છે. ગામમાં ચાલતી સસ્તા અનાજની દુકાને તે દિવસ રાતે આવેલો સરકારી અનાજનો ખટારો સાંભળીને આઠદસ દિવસથી ધક્કા ખાઈ રહેલી આ વિભાગની આદિવાસી જનતા અને ઠાકરડા ઉપરાંત પટેલ જેવા લોકોએ પણ રેશનનું ધાન લેવા માટે ધસારો કર્યો હતો. દિવસ નમતાં ગિરદી કંઈક ઓછી જોઈ ને ચોધરીકાકાય છ માણસોનું રેશનકાર્ડ તથા ટોપલો લઈ ને દુકાને આવ્યા હતા.

ને એમના હાથમાં કાર્ડ અને ટોપલું જોઈને દુકાન બહાર બેઠેલા કેટલાક ઓળખીતા આદિવાસીઓ એમની આગળ રાવ કરવા મંડી પડ્યાં: 'ચોધરીકાકા, તમારા કાર્ડનું ધાન મને ન આપો?... લો, વિસવા ન પડતો હોય તો પે'લા પૈસા આલું; મને આટલું આલો કાકા! ભગવાન તમારું ભલું કરશે!'

બીજો પણ વીનવતો હતો: 'તમે જારને શું કરશો કાકા? મને આલો તો તમારા જેવો ભગવાનેય નહિ મારા કાર્ડનું ધાન તો પંદર દનેય નથી ચાલતું ને કાળાબજારનો ભાવ તો તમે જાણો છો કાકા! અરે, ભાવ ખર્ચતાંય મલે છે ક્યાં, કાકા?'

તો ત્રીજી એક બાઈ પણ વલવલ કરતી હતી: 'કાકા! સોરાં મારાં ત્રણ દનથી ભૂખ્યાં સે!'

એમાં વળી ગામનાં હરિજન પણ છેટેછેટેથી બૂમો પાડતાં હતાં: 'ચોધરીકાકા જાર લઈ જઈને ડોબાંને ખવડાવશો ત્યારે અમારાં જેવાં મનેખને આપશો તો પુણ્ય મળશે હાં કે. ઢોર તો ચાર ખાઈનેય જીવશે. મનેખ શું ખાઈને જીવશે?'

કાકા કહેવા જતા હતા: 'અલ્યા, ઢોરાંનેય ચાર ને પાલા વગર મરવા વખત આવ્યો છે.'

પણ એ પહેલાં એક આદિવાસી ભાઈ ચમારનો વિરોધ કરતાં કહેવા લાગ્યો: 'ના કાકા, ના; ચમારાંને તો આજકાલ મનમાન્યાં ઢોર મરે છે તે લીલાલહેર થઈ ગઈ સે.'

તો ચમાર ભિડ્યો ને આદિવાસીની આડે ફર્યો: 'અરે કાકા, આ ભીલ લોકની તમને ખબર નથી: વગડામાંથી સસલાંની ને તેતરની ખસ કાઢી નાખી છે ને મોરનેય હવે તો મારવા માંડ્યા છે! માતાનું વા'ણ (વાહન) છે એમેય કોઈ નથી ગણતું...'

અલબત્ત, આ બધા આક્ષેપો ને પ્રતિઆક્ષેપો કંઈ નાટકની જેમ વારાફરતી નો'તા થતા; બલકે, અડધાપડધા બોલાતા એની સામે બીજાના શરૂ થતા હતા.

પણ ચોધરીકાકા તો એ અડધાપડધાય ભાગ્યે જ સાંભળતા હતા. ને છતાંય ચકલાંના કળકળાટ વચ્ચેથી પસાર થતી બિલાડીની જેમ દુકાનમાં પેસતાં ચોધરીકાકા મનોમન બબડતા હતા: 'હાળાં તમે બધાં તો ઢોર બકરાં ને મોર મરધાં ખાઈને ય જીવશો, પણ અમારી શી વલે થશે?'

પણ ચોધરીકાકાની આબરૂ આ ગાળામાં એટલી બધી હતી કે એમણે આમ કહ્યું હોત તો પણ આ લોકોમાંથી ભાગ્યે જ કોઈ માની શકત કે ચોધરીકાકાનેય જાર ખાવા વખત આવ્યો છે!

ખુદ ગામના લોકો પણ એમના ઘરની વાત કરતાં ખચકાતા હતા ને ચોધરીકાકા જેવાને રેશનની જાર ખાવાનો વખત આવ્યો છે એ જાણીને અફસોસ પણ ઠાલવતા હતા: 'શી વેળા આવી છે!'

પણ 'વેળા'ને જો વાચા હોત તો બોલી ઊઠત: 'વેળા શું કરે, ભાઈ! ચોધરીકાકાએ પોતે જ પેટ ચોળીને પીડા ઊભી કરી છે પછી?'

વાત થોડીક સાચી પણ હતી. ચોધરીકાકા પાસે અનાજની આઠદસ કોઠીઓ ગઈ સાલ સુધી ભરેલી હતી. પણ એક બાજુ ઉપર ઊંચા ઊંચા ભાવ આવ્યા ને બીજી તરફ સરકારનો કાયદો પણ આવ્યો કે દસ કિવંટલથી વધારે અનાજ કોઈનાથી રાખી શકાશે નહિ. ઉપરાંત મામલતદારની કચેરીએથી હુકમ પણ છૂટ્યો હતો કે સરકારી નિયમથી વધારે અનાજ જેની પાસે હોય એણે ઑફિસે આવીને નોંધ કરાવી જવી.

છતાંય ચોધરીકાકા કોઠીઓમાંથી અનાજ કાઢવાના મતના નો'તા. પણ ભણ્યાગણ્યા દીકરાએ લાંબી અક્કલ દોડાવતાં કહ્યું કે 'રાજના ચોપડે નોંધ નહિ કરાવીશું, તો સરકારી લફરામાં ભરાઈ પડીશું. ને નોંધ કરાવીશું તો એ વધારાનું અનાજ સરકારે બાંધેલા નીચા ભાવથી એને આપવું પડશે ને નહિઆપીએ તો કાયદામાં ફસાવીને આપણી પાસેથી બેજે લેશે...વેચી ખાધું એમ કહીશું તોપણ સરકાર તો ક્યાં વેચ્યું ને શા ભાવે વેચ્યું વગેરે પૂછીને ચેપ કાઢશે. ને સંઘરાખોર કહીને આપણી આબરૂ લૂંટશે એ લટકામાં. માટે ભાવ આવ્યો છે તો વેચી દઈએ.'

અને પછી દીકરાએ એકાદ વર્ષનો જોગ રાખીને પૈસાની ભૂખ ભાંગવા માંડી હતી. ભાવ પણ કેવા સરકારે બાંધેલા ભાવ કરતાં ને અઢી ગણા હાથમાં આવતા હતા ! ..

છપના કાળના દાઝેલા ડોસા ઝબકી ઝબકીને જાગતા હોય તેમ વચ્ચે વચ્ચે દીકરાને રોકવાનો પ્રયત્ન જોકે કરતા હતા. પણ દીકરો હતો આશાવાદી ! કે' છે: 'કેમ જાણ્યું કે આવતું વર્ષેય આ વરસના જેવું મોળું નીકળશે?...ને એ વખતે પછી પંદરની મકાઈ પાછી પાંચની થઈને ઊભી રે'શે ! આવા ભાવમાં જો ખેડૂત થઈને આપણ ધાનનો પૈસો નહિ કરીએ તો ક્યારે કરીશું?...

ને દીકરાએ પછી ધાનનો પૈસો કર્યો, તો વહુએ વળી એ પૈસાનો દાગીનો પણ બનાવી લીધો. ખાસ્સો સાતં તોલાનો ટૂંપિયો, તો નાની નાની બે દીકરીઓ માટે સોનાની બે કલ્લીઓ પણ કરાવી લીધી.

અરે વહુને તો હજી એક કોઠી ધાન વેચીને બલૈયાંને બદલે સોનાની ચાર બંગડીઓય કરાવવી હતી, પણ ચોધરીકાકા એ વખતે વીફરી બેઠા ને દીકરા–વહુને તતડાવી પણ નાખ્યાં હતાં: 'ઘરમાં છ છ મનેખ ખાનાર છે ને બે મનેખનું ધાન ખાય એવો ભાગિયોય

રાખ્યો છે ને આ વરસ જેવું આવતું વરસેય સૂકું નીકળશે તો દાગીના જોઈને પેટ નહિ ભરાય હાં કે'...

અને જ્યારે બીજું વર્ષેય આગલા વર્ષને ભૂલવે એવું ભેંકાર નીકળ્યું ત્યારે તો વહુ અને દીકરોય એવા વીલાં પડી ગયા કે ડોસાનો પાડ પણ મનમાં મનમાં માનતાં હતાં : સારું થયું કે ડોસા આડા ફર્યા, નહિ તો આજે ઘડાવેલા દાગીના વેચતાંય જીવવું ભારે પડી જાત !...અરે, ધાન જ ક્યાંથી મલવાનુ હતું ! આપણા જેવાએ વેચી ખાધું પછી બાપડા દેવાદાર લોકનું તો પૂછવું જ શું કામ !...

છતાં ય દુકાળનાં બિનઅનુભવી એવાં આ ધણીધણિયાણીને પરિસ્થિતિનો સાચો ખ્યાલ તો જેમ જેમ વરસ વીતતું ગયું તેમ તેમ જ આવતો ગયો...તેમાં પણ જ્યારે શિયાળો ગયો ને ઉનાળો પાટ બેઠો પછી તો—આજે કાં તો વહુનાં પિયરિયાં ઉછીનું ધાન માગવા આવવા લાગ્યા, તો બીજી વખતે નણદ એનાં અડધો ડઝન છોકરાં લઈને આવી બેઠી. બોર બોર જેવડાં આંસુ પાડતાં બાપાની ને ભાઈની ય એ દયા યાચવા લાગી : 'કાં તો જિવાડો કે કાં તો પછી છોરાં લઈને પૂરું કૂવો !' ભાભીના પણ પગે પડી.

ને ભાભી પણ કેવી રીતે નણદને ના પાડી શકે ? ખુદ એનાં પિયરિયાંને પાંચ મણ મકાઈ ડોસાએ જ અપાવી હતી પછી ડોસાની આ દીકરી આડે કેવી રીતે આવી જ શકે ?

આ સિવાય ડોસાની ઘરડી બહેન ને મોસાળ પક્ષનાં સગાં તથા છોકરા–છોકરીનું સગપણ કર્યું હતું એમાંથી પણ એક બે સંબંધીઓ ધિંગા વેવાઈની ઓથ ખોળતાં આવવા લાગ્યાં.

ખુદ સંબંધીઓ પણ જાણતાં હતાં કે સગાંવા'લાંએ મીઠા ઝાડનું મૂળ કાઢવા જેવું કરવા માંડ્યું છે. છતાં ય ગરજવાનને અક્કલ ન હોય એ પ્રમાણે ચોધરીકાકાના પૌત્રનો સસરો એક સાંજે આવી બેઠો. આવતાં તો આવ્યો, પણ ધાન માંગતાં જીભ ઊપડતી ન હતી.

વેવાઈને માથું ખંજવાળતો જોઈને ચોધરીકાકા સમજી ગયા. ને એ જ પોતે વેવાઈ પહેલાં દીકરા–વહુને કહેવા લાગ્યા: ઓછુંવધતુંય આપવું પડશે. આપણા જેવા ધિંગા વેવાઈ ખોળ્યા છે એ શા કામમાં આવશે, જો ભીડના વખતે થોડોઘણોય ટેકો નહિ કરીએ તો?...છત હોય તો તો આપનારેય નીકળી આવે, પણ ભીડ વેઠીને આપીએ ત્યારે જ આપ્યુ કે'વાય ને!...'

પરંતુ હવે તો ખુદ આશાવાદી દીકરાની આંખો એવી ઊઘડી ગઈ હતી કે બાપની આવી સલાહ સાંભળીને બાપ ઉપર જ છેડાઈ પડેલો: 'ધિંગા ધિંગા કહીને લોકોએ તો બાપા હવે ચૂસી ખાધા આપણને! ક્યાં છે દાણા તે તમે મને આપવાનું કો' છો? કાલે તો આપણે હિસાબ કાઢ્યો છે!'

હિસાબ પણ ખુદ ડોસાએ જ કઢાવ્યો હતો. રાખમાં રખેળેલાં મકાઈ–બાજરીની ગણતરી ગણતાં ખબર પડી કે અત્યારથી ત્રેવડ કરે તો જ ઘરનાં આ છ–સાત માણસો નવાં ધાન ભેગાં થઈ શકે એવી સ્થિતિ આવી હતી.

બાપને મૂંગા જોઈ દીકરાએ કહ્યું: 'આપો આપણું કાર્ડ તે આ મહિનાના કોટાનું ધાન વેવાઈ જ પોતે લઈ જશે.'

અત્યાર સુધી ચોધરીકાકા જેવાં બેચાર ઘર જ કોટાનું ધાન નો'તાં લેતાં; જોક કાર્ડ તો એમનું કોઈ ને કોઈ માણસ લઈ જતુ હતું, પણ પોતે હજી કોટાનું ધાન નો'તા લાવ્યા—ખાસ તો ગરીબ લોકો માટે સરકારે આ સસ્તા ભાવે 'ધર્માદુ' ધાન' કાઢ્યું છે એમ ગણીને.

પણ આજે તો દીકરાનો આ પ્રસ્તાવ જોઈને ખુદ બાપે જ કહ્યું: 'ના; વેવાઈને જો આપવી હોય, તો મણેક મકાઈ ઘરમાંથી આપ, બાકી કોટાનું ધાન તો આ મહિનાથી આપણે જ શરૂ કરવાનું છે.'

ડોસાની આ અવળી વાતથી દીકરો ને વહુ બે જણાં મનમાં ને મનમાં ગુસ્સે ભરાયાં હતાં. વહુએ તો વળી કહ્યુંય હતું: 'હવે તો

બાપા હદ થાય છે! અત્યાર લગી વ્યાજે લાવીને ઉછીનું આપવા જેવું કર્યું છે એજ ઘણુ છે. માટે આપો કોઈ તે વેવાઈજ ભાર લઈ જશે.'

પણ ચોધરીકાકાએ તો અઈ કાલે ધાનનો હિસાબ કાઢ્યા પછી નક્કી કર્યું હતું કે કોટાની દુકાને આ મહિનાનું ધાન આવે ત્યારે ધર્માદું ધાન ન લેવાનો આંકડો (અહંકાર) જતો કરીને પોતેજ એ ધાન લેવા જવું. ને પછી દર મહિનાનો કોટા લાવીને ઘરમાં ઉમેરો કરતા રહેવું. નહિ તો આ વર્ષે ભગવાન ધાન પકવશે તોપણ ખળામાં આવતાં પહેલાં—અરે, છોડ ઉપર પૂરું પાકશેય નહિ ને અધકચરું તોડી લાવીને ખાવાનો વખત આવશે. એટલે આ મહિનાથી કોટાનો ઉમેરો કરતા રહીશું તો ખળામાં ધાન આવે ત્યાં લગી માંડ માંડ ટકી રહીશુ.



અને પછી વેવાઈને મણને બદલે અધમણ મકાઈ આપીને વહુ–દીકરા આગળ આજથી કોઈને એક કણ સુદ્ધાં ન આપવાનું નીમ લઈને ચોધરીકાકા કોટાની વાટ જોવા લાગ્યા...

પરંતુ જ્યારે કોટા આવ્યો ને દુકાન ઉપર મેળો જામ્યો, ત્યારે તો ચોધરીકાકાનો ક્ષોભ પણ વધવા લાગ્યો. ખચકાટ સાથે મનની અંદર અણકથ એવો વસવસો પણ વધવા લાગ્યો.

સવારથી જ થતું હતું: અરે, રામ રામ, આખો અવતાર ધરતી સેવી ને આપણે જ આજે ધર્માદું ધાન ખાવાનો વખત આવ્યો!...

અલબત્ત, ચોધરીકાકાનો આ વસવસો પોતાના પૂરતો ન હતો, સમગ્ર ખેડૂત જાત માટે હતો; એટલે જ તો થતું હતું: લોક કે' છે કે સ્વરાજ્ય આવ્યું! પણ આપણને કાંઈ ગમ નથી પડતી કે શું આવ્યું? ભણેલા કે' છે કે ભારત તો ઘણો મોટો છે ને દુકાળ તો કે' છે એક થોડાક ભાગમાં ને આપણે (ગુજરાતને) તો વળી એક

જ ખૂણામાં દુકાળ છે; તોય ધાનનાં આટલાં બધાં વલખાં!' ને પછી તો ડોસા એવા ઊંડા ઊતરી પડ્યા કે ભૂલા પડેલા માનવી પેઠે મનોમન બબડવા લાગ્યા : 'આટલા બધા વેરા, ને કિસાનગાડીમાં બેસીને જોઈ આવ્યા'તા એ બધાં કારખાનાંની કમાણી થતી હશે તોય ?...ક્યા જતો હશે આ બધો પેસો ?...ભણેલા તો વળી છાપાં વાંચીવાંચીને એમેય કે' છે કે માથાના વાળ જેટલું ભારતના માથે અમેરિકાનું દેવુ છે. ને વાળ વધે એમ વધ્યે જાય છે...તો પછી સ્વરાજ્ય આવ્યું એમ કે' છે એ આવ્યું શું છે ?...આપણને તો કાંઈ કે'તાં કાંઈ નથી દેખાતું ! બહુ બહુ તો આ ધર્માદુ (કોટાનું) ધાન મળે છે એટલુ ખરું !...'

ત્યાં તો એમને વહુએ જાણે ઊંઘમાંથી જગાડ્યા : 'કોટા લેવા જતા'તા ને બાપા ?'

'હું—મીકું ભીડ ઓછી થાય પછી જાઉં.' ડોસાએ ખાટલામાં બેઠાં થતાં કહ્યું.

'પછી કાં તો મટી જશે.'

'હા 'લ્યા ભઈ, જવા દે મને.' ને પેટીમાંથી કાર્ડ કાઢી ટોપલુ લઈ ને—

જોકે મનની સાથે પગમાં પણ એમણે ઘણું ઘણું તેલ પૂર્યું : 'સાંભળ્યુ છે કે આખું ય ભારત કોટા ખાઈને જીવે છે. અમેરિકાનો ઓરો દેશ વહાણોનાં વહાણ ભરીને ધર્માદુ ધાન મોકલે છે, ને શે'રનાં શે'ર એના ઉપર જીવી રહ્યાં છે. મોટા મોટા શેઠિયાય કોટા ઉપર નભે છે. પછી'—

અલબત્ત, આ શેઠિયાઓનો સધ્યારો લેવા જતાં ચોધરીકાકાનો પ્રાણ છેડાઈ પડ્યો : 'શેઠિયા તો ખાય ધર્માદુ, બાકી આપણા જેવા ખેડૂતોનેય આ ધર્માદુ ધાન ખાવાની વેળા આવી છે એ જોતાં એટલી

વાત તો નક્કી છે કે સ્વરાજ સ્વરાજ કરે છે પણ અવળું કાંક ચેતરાઈ રહ્યું છે!'

ત્યાં તો દુકાન આવી પહોંચતાં નવી નવાઈ જોતાં હોય તેમ લોકો એમને વળગી પડ્યાં ને ચોધરીકાકા એવા પગલે દુકાનમાં પેસી ગયા કે—

અને જ્યારે કલાકેક પછી જારના ટોપલા સાથે ચોધરીકાકા બહાર આવ્યા એ વખતે તો પેલા બધા લોકોએ એમના ઉપર એવો કેર વરતાવ્યો.

કોઈકે કહ્યું: 'ચોધરીકાકા! મફત ન આલો તો કાંઈ નહિ, પણ પૈસા લઈને એક પાંચ શેર આપો પાંચ શેર, કાકા!'

તો બેચાર સ્ત્રીઓ વળી એમની આગળ સાડલાનો પાલવ ધરીને જ ચાલતી હતી ને કહેતી હતી: 'કાઠિયાંની (લાકડાંની) ભારી કાલે દન ઊગતામાં નાખી જૈશ કાકા, એક ખોબોક જાર આલો અને!...કોટાની તો ઉછીની લઈને ખાધી'તી તે ગઈ બારોબાર. આલો કાકા, આલો થોડીક!...'

બીજી બોલી: 'બે છોરાંને રાબ થાય એટલી જ (જાર) આ ખોબામાં કાકા...અરે રે, તમારા જેવો રાજા આદમી ય નઈં નાખે!'

તો પાછળ આવતાં નિરાશ થયેલો એક જણ કહેતો'તો: 'કાકા! તમે કાંઈ જાર ખાવાના નથી હાં કે?'

આ શબ્દો પાછળ રહેલો ધ્વનિ ચોધરીકાકાથી છાનો નો'તો.

એમાં વળી નાસીપાસ થયેલી એક ડોસીએ શાપ આપતી હોય એવા અવાજે મહેણું માર્યું: 'ગરીબ ગરબાંનું ધર્માદા ધાન તારા જેવા ખાતાપીતા લેવા માંડ્યા પછી વરહાદ ક્યાંથી વરસશે, 'લ્યા ચોધરીકાકા!'

ને ભડકે બળતા ચોધરીકાકાના હૈયામાં કોઈકે વળી ઘી હોમ્યું: 'ચોધરીકાકા, એટલી જારના બે રૂપિયા વધારે આલું? કો'કને આલશો ત્યારે હું શું ખોટો?'

તો ખોળા ધરીને સાથે ચાલતી બાઈએ પણ કહેવા માંડ્યું. 'પૈસા કરતાં પુણ્ય મોટું સે (છે) હાં કે કાકા?'

ને કોણ જાણે ચોધરીકાકાને શું થયું કે પાછા ફરતાક ને 'એ લ્યો ત્યારે! તમે ભરી લ્યો તમારાં ઓળાં (પેટ), હેંડો!' કહી જારનો ટોપલો ઉકરડામાં વાસીદું નાખે એ રીતે રસ્તા ઉપર નાખતાક ને મોં પણ પછી ઘરના પથે ફેરવી ગયા—બડબડાટ સાથે: 'ચોધરીકાકાનો જીવ ખાતાં'તાં તે હવે તો રાજી થયાંને બધાં?... ચોધરીકાકાનાં છોરાંય તમારી પેઠે ટળવળશે. પછી તો ટાઢક વળશે ને?'...

એમની પાછળ જારની લૂંટાલૂંટ થતી હતી એ જોવા પણ ચોધરીકાકાએ પોતાનું મોં એ તરફ નો'તું કર્યું.

## ૯

# ધીંગામસ્તી

**આ** પહેલાં અંગ્રેજી ફિલ્મ જોઈ તો હતી જ પણ આવી ફિલ્મ નો'તી જોઈ!

જોયા પછી જ સમજાયું કે 'ઓન્લી ફોર એડલ્ટ્સ'નો ભાવાર્થ શો થતો હશે!

પશ્ચિમી બ્યૂટીનાં અર્ધ ઉઘાડાં અંગો જોઈને તો ઠીક પરંતુ હીરો હીરોઈનનાં ચસચસતાં એ ચુંબનો ને ઉછાળા મારતાં આલિંગનો જોઈને એવી તો મને કશીક બેચેની થવા લાગી કે ઇન્ટરવલ પછી થિયેટર જ છોડી ગયો!

કોઈને થશે ચોખલિયો! તો કોઈને વળી હું નીતિભીરુ પણ લાગવાનો. તો કોઈને–

પણ કોઈને શું થશે એ સામે મને ઝાઝી ચિંતા ન હતી. મને શું થતું એની જ મને ચિંતા હતી.

ને થિયેટર છોડી સિગારેટ સળગાવી, ચાલતાં ચાલતાં ઊભે રસ્તે હું મને સમજાવવા મથી રહ્યો...

ત્યાં તો મને વીસેક વર્ષ પહેલાં બનેલો એક પ્રસંગ યાદ આવ્યો.

એ પ્રસંગ પણ લગભગ આવો હતો. ફેર હોય તો એટલો કે આ 'ઓન્લી ફોર એડલ્ટસ'માં હું તો જાણે 'એડલ્ટ' જ હતો જ્યારે

પેલા પ્રસંગમાં જે છોકરો હતો એ યુવાનીના ઉંબર ઉપર ઊભેલો એક કિશોર હતો.

આમ તો એ હતો પણ અભણ અને ગામડાનો. વખાનો માર્યો અમદાવાદ આવ્યો હતો ને નોકરી માટે મારા ઉપર એક સંબંધીની ચિઠ્ઠી લાવ્યો હતો.

અમદાવાદમાં પણ આમ તો નોકરીના વાખા (ફાંફાં) જ હતા. વળી આ છોકરો અભણ અને શહેરનો પાછો બિનઅનુભવી. અહીં આવ્યો ત્યારે જ એણે જીવનમાં પહેલી વાર રેલગાડી જોઈ હતી ને મોટરમાં પણ પહેલી જ વાર બેઠો હતો. એટલે કૂવાનું દેડકું સાગરમાં પડે ને જેવા એના હાલ થાય એવા હાલ આ છોકરાના થયા હતા. ઓછું હોય તેમ દિશાચૂક પણ થઈ ગયેલો. પૂર્વમાં આવેલાં ગામ અને દેશ એને આથમણાં ને આથમણાં લાગતાં હતાં.

હવે આવા છોકરાને કોઈ મિલમાં મૂકું તો મિલનો ઘોંઘાટ જોઈને કાં તો એનું મગજ જ ફરી જાય. જો કે મિલમાંય કયાં નોકરીઓ મળતી હતી! કોઈની કદાચ બદલી મળે તો પણ મુકાદમને ને ખાતાના અધિકારીને કંઈક ખવરાવો ત્યારે.

આ બધો વિચાર કરીને એના માટે મેં કોઈ ઘરખાનગી નોકરી શોધવા માંડી.

આઠેક દિવસ થયા ને હું જે ઘરમાં ભાડે રહેતો હતો એ જ શેઠના ઘાટીએ મને ખબર આપી કે શેઠના મોટા દીકરા જે આ શિયાળામા જ પરણ્યા છે એ શહેરમાં રહેવા જવાના છે.

આ ભાઈને હું સારી રીતે ઓળખતો હતો. એમનાં પત્ની સાથે પણ વાતચીતનો મારે સંબંધ હતો.

ને એ બે જણને મળીને મેં આ છોકરા માટે ભલામણ કરી ને એ લોકે મારી ભલામણ માન્ય રાખી.

એટલું જ નહિ આ છોકરાને પણ એમણે અહી કામકાજમાં ગળોટવા માંડ્યો. નવું ઘર રાખ્યા પછી એની સાફસૂફીમાં લગાડી દીધો.

પણ પહેલે જ કોળિયે માખ આવતાકને ઊભી રહી. આ લોકોનું નવું ઘર શહેરમાં આવેલું હતુ એટલે બસમાં જ જવું પડતું હતું. પહેલે દિવસે તો એની જુવાન શેઠાણી સાથે હતાં પણ બીજા દિવસે થોડોક સામાન લઈને જવાનુ થયું ત્યારે છોકરો મૂંઝાયો.

જુવાન શેઠે એનો રસ્તો કાઢ્યો: જૂના નોકરને સામાન લઈને શહેરમાં મોકલ્યો ને આ નવાને એમણે અહીંના કામે વળગાડ્યો.

એક વાર વળી હું એની સાથે ગયો ને નવા રહેઠાણે પહોંચાડી આ આખાય રસ્તાનો માહિતગાર કરી આપ્યો.

ટૂંકામાં આ જુવાન શેઠશેઠાણીએ બાઘા સરખા આ નોકરની દયા લાવીને નિભાવવા માંડ્યો ને એ લોકની દયા જોઈને અમારા માથેથી ઠીક ઠીક ભાર હળવો થયો.

બીજા અઠવાડિયે આ નવપરિણીત પતિપત્ની શહેરમાં રહેવા ગયાં ને બાઘાને પણ લઈ ગયાં.

આ છોકરાનું મૂળ નામ બદો હતું, પણ આ લોકોએ એનું નામ બાઘો પાડ્યું હતું. જો કે એમાં પણ મને તો બદા તરફની એ લોકની લાગણી જ દેખાતી હતી.

મેં પણ બાધારામને સૂચના અને ચેતવણી આપી હતી. 'જો ભાઈ કામમાં તું કહેવાપણું નહિ આવવા દઈશ તો આ નોકરી તારે કાયમની જ સમજી લેવી. પગાર પણ એક બે મહિના પછી વધારી આપશે!'

બાઘો કંઈ બાઘો નો'તો. બલકે મારી આગળ તો એ રાણીના સિક્કાના રૂપિયા પેઠે ઝન્નાટબંધ બોલતો હતો. 'અરે કામમાં શું એવો

ડુંગરો ઠેલવાનો છે. વાસણોય એવાં ઊજળાં કરું છું કે મોટાં શેઠાણી તો મારાં વાસણ જૂના નોકરને દેખાડીને લઢે છે ય ખરા વળી.'

'બસ તો તો ચિંતા નથી, જા.' આમ કહી મેં એને હળવા હૈયે વળાવેલો પણ...

ત્યાં તો આઠમા દિવસે જ બાધો મારે ત્યાં આવી નીકળ્યો. મને થયું આજે રવિવારની રજા છે એટલે મળવા માટે રજા લઈને આવ્યો હશે. પૂછ્યું 'કેમ ચાલે છે. ફાવે છે ને ?'

'ફાવે તો છે.' બાધાએ ઢીલા અવાજે કહ્યું.

'શેઠાણી ખાવાખાવાનું બરાબર આપે છે ને ?'

'હાથે લઈને જ મારે જમવાનું, પછી ?'

'કચકચીલાં પણ નથી લાગતાં નહિ ?'

'ના, કચકચેય કશી નહી' કહી બાધાએ ઉમેર્યું: 'કોઈ ફેરા કામ ન આવડે તો કે' વળી બે વાતો.'

'છતાં ય મને લાગતું હતું કે એને ક્યાંક વાંધો તો છે જ છે.' વળી પૂછ્યું, 'શેઠ તો તીખા નથી ને ?'

'ના રે ના. આપણે આપણું કામ બરાબર કરીએ પછી શેઠ શું કામ તીખા થાય.'

પછી તો મેં ગણી લીધું કે મોકળી ધરતી ઉપર મહાલેલો ને અફાટ આભ નીચે ફરેલો એટલે શહેરમાં–ને તે પણ પોળમાં એને અંધિયાર જેવું લાગતું હશે કહ્યું: 'આસપાસ કોઈ નોકરો હોય તો બપોરના સમયે હળતું મળવું. ચકલામાં જઈને બેસીશ તો પણ વખત ખૂટશે ને જાતજાતના માનવી ને ભાતભાતનાં વાહનો જોવા મળશે.

'એની ય કશી લાય નથી,' બાધો બોલ્યો.

'બસ તો. બાકી જો ચારેક મહિના ખેંચી કાઢીશ તો છ ચોકના ચોવીસ રૂપિયા પેદા કરીશ. આખો વેરો (જમીન મહેસૂલ) બાંરોબા'ર નીકળી જશે. ઉપરથી ઘરના એટલા રોટલા બચ્યા. ને શેઠ કંઈ આ પહેરેલા લૂગડાં કાઢી લેવાના ઓછા છે? ખેતી કરવાનો વિચાર હશે ને આપાઢ મહીને ઘેર જઈશ તોય ઊજળો ફૂડાક થઈને જઈશ હાં કે?'

ને મેં એને ચા પાઈને રવાના કર્યો. 'જા, હવે મોડું થશે તો શેઠ અકળાશે.'

'શેઠ તો કાંઈ અકળાય એવા નથી.' કહી બાથો હસવા લાગ્યો.

ને વળી મેં એની મૂંઝવણ પામવા હસીને-સવાલ કર્યો: 'શેઠ નહિ પણ શેઠાણી તો ખરાં કેમ?'

'એ ય સરખાં છે.' કહી બાથો ઊભો થયો. જતાં જતાં ખચકાઈને મારા સામું જોયા વગર જ જાણે પોતાની જાતને કહેતો હોય એ રીતે બોલ્યો. 'એવું હશે તો એક રાતે રજા લઈને આવી જઈશ.' ને ચાલતો થયો.

એટલું હુ સમજી ગયો હતો કે આ નોકરી એને બરાબર બેસતી નથી આવી. જો કે ખેડૂતનો દીકરો ને તેમાં પણ પટેલ એટલે વાસણ કપડાં કરવામાં મહેણી જેવું જરૂર લાગે પણ આ વિષે મેં એના માનસને નોકરી પહેલાં પલોટી લીધું હતું.

ને એણે પણ આ કામ મનની અંદર ગોઠવી લીધેલુ લાગતું હતું. ખોંખારીને કહ્યુ પણ હતું, 'ચોરી છિનાળીમાં મે'ણી, કામમાં શાની મે'ણી કાકા.' એ મને ન ચાલે કાકા કહેતો હતો.

ને છતાં ય આજ એની સિકલ જોતા લાગતું કે એને બરાબર ગોઠયું (ફાવ્યું) નથી.

અલબત્ત મેં ધાર્યું હોત ને પ્રયત્ન કર્યો હોત તો એ કદાચ પોતાનું દુ:ખ કહેત પણ ખરો, પરંતુ નથી એને ખાવાનું દુઃખ કે નથી કોઈ એવી શેઠશેઠાણીની કચકચેય, પછી ન ફાવવાનું કે એવું તેવું કોઈ દુઃખ હશે તો પણ થોડાક દિવસમાં ગોઠવાઈ જશે. નાહક શું કામ પૂછી પૂછીને ઘા ઉઘાડવો ? ને અસહ્ય જેવું હશે તો આપમેળે એ બોલતો થશે. આમ વિચારીને મેં એને બોલતો કર્યો ન હતો.

પણ મનમાં તો મને થાય જ ને : એનું બિચારાનું કોણ છે અહીં ? વનનું પંખી પાંજરામાં પુરાયું હોય એવું છે. મારે એને પૂછવું જોઈતું હતું. કાં તો દુઃખ હોય પણ ઘેર વેરાની મુસીબત છે એ જાણીને મૂંગો મૂંગો વેઠી પણ લેતો હોય ને પણ પાછો વિના કારણ !

વિના કારણ એટલા માટે કે મારે એનાં શેઠશેઠાણી સાથે એવો સબંધ તો હતો જ કે હું એ લોકને કહી શકું. એ લોકો પણ મારી વાત સાંભળે સ્વીકારે એવાં હતાં.

એટલે બાધાના ગયા પછી મને થયું કે મેં એને આગ્રહ કરી જોયો હોત તો સારું હતું.

જો કે આ પછી બીજા ત્રીજા દિવસે અહીં આવેલા એનાં શેઠ-શેઠાણીને પૂછીને ખાતરી પણ કરી: એમને જો કંઈ બાધા વિષે ફરિયાદ હોય તો.

પણ એ લોકની ય કંઈ ફરિયાદ હોય તો આટલી જ હતી : 'એ હજી ઘરમાં છૂટથી નથી હરતો ફરતો. સંકોચાતો સંકોચાતો ફરે છે ને બજારમાં કંઈ ચીજ લેવા મોકલીએ તો–મોં ફાડી રહેતો હશે ત્યારે જ મોડું થતુ હશે ? વાસણ પણ ઉપર માંજવાને બદલે નીચેની ચોકડીમાં માંજવા જાય છે એટલે હું માનું છું અમારાથી એ હજી સંકોચાય છે !'

આ ફરિયાદ સામે ય એ જ પાછાં કહેવા લાગ્યાં : 'કંઈ નહિ. ગામડેથી આવ્યો છે એટલે એને તો બિચારાને નિશાળે જતું છોકરું ય નવું લાગે.' ને પછી શેઠાણીએ કહ્યું હતું : 'આવી જશે ધાટમાં. ચિંતા ન કરશો!'

પણ શેઠાણીની આ હળવી વાતે ઊલટાની મારી ચિંતા વધારી દીધી. થતું હતું : આ લોકને એની સામે કંઈ ફરિયાદ જેવું નથી, કે નથી કંઈ ફરિયાદ જેવું બાધાને ય તો પછી એને મૂંઝવણ શી છે.

ને બીજી વાર તો મળવા આવેલા બાધાને લઈને હું ફરવાના બહાને બહાર જ નીકળી ગયો—એમ ગણીને કે અહીં મારી પત્ની સાંભળી જાય એવી બીકે એ કદાચ એની મૂંઝવણ નહિ કહેતો હોય!

આ વખતે પણ બાધો મૂંઝાયલો તો લાગતો જ હતો. પણ ઝીણવટથી મેં જોયું તો આ મૂંઝવણ કંઈ દુઃખદ પણ નો'તી લાગતી. વાત કરતાં કોઈ કોઈ વાર તો એ હસી પણ પડતો હતો.

'અલ્યા કે પછી દેશ સાંભર્યો છે બદા?' મેં એને સવાલ કર્યો.

'દેશ ય નથી સાંભર્યો.'

'તો પછી તું-ગયા વખતે તો કહેતો કે એક વાર રાતવાસા ઉપર આવીશ. ત્યારે વાત કરને મૂર્ખા? શેઠાણી ય કે'તાં હતાં કે ઘરમાં તું હજી સંકોચાય છે ને બહાર જાય તો ખૂબ વાર લગાડે છે તો છે શું આ બધું?'

છતાં ય બાધો મૂંઝવણમાં માથું ખંજવાળતો હતો ને સંકોચને લીધે હસતો હતો!...

મેં કેટકેટલું કર્યું ત્યારે બાધાએ મોં ઉપરનું સંકોચનું તાળું તોડ્યું ને તે પણ પાછું હસતાં હસતાં; કે' છે: 'શેઠશેઠાણી ધીંગામસ્તી કરે છે કાકા.'

એ વખતે તો મને કોથળામાંથી બિલાડું નીકળ્યું હોય એવું જ લાગ્યું હતું. કહેલું પણ ખરું: 'એમાં તારું શું ગયું ભલા માણસ?'

'આપણું તો શું જાય!'–કહી બાઘો હસ્યો પણ પેલું જ મૂંઝવણભર્યું. ક્ષણેક થભી બોલ્યો. 'મારા દેખતા હીચકા ઉપરે ય જોડાજોડ–એક બીજાને અડોઅડ બેસે કાકા!'

મને સાચે જ હસવૂ આવ્યું, વળી કહ્યું: 'ધણીબૈરું છે, પછી અડોઅડ બેસે તો બગડી શું ગયું?

'બેસે.' એમ કહી બાધાએ મારી વાત સ્વીકાર્યા પછી આગળ કહ્યું: 'પણ તમે જો જોયું હોય તો એવા ચાળા કરે કે–' ને એક વાતમાં લાખ વાત કહી નાખતો હોય એ રીતે ઉમેર્યું: 'આપણે ઊંધુ ધાલવું પડે.'

મને જરા અજુગતું તો લાગતું હતું, પરંતુ બીજી બાજુ બાધાને એ લોકો છોકરું બલકે અબુધ લેખતાં હતાં એ કારણ મેં બાધાને સમજાવી જોયું.

પણ બાઘો તો–મને કે' છે, 'ના કાકા. આપણે તો આ પગાર લઈને ઘેર જ જવું છે.'

મને થયુ: પેલા લોક કંઈ સાવ નિર્લજ તો નહિ જ હોય ને? મેં વળી પૂછ્યું: 'બહુ બહુ તો તારા દેખતાં અડોઅડ બેસતાં હશે કે એકબીજાને કદાચ ધક્કો હડસેલો મારતાં હશે. બાકી કંઈ–ને પડદો તોડી પૂછી નાખ્યુ: 'ચુંબન–બચી તો નહિ કરતાં ય ને?'

'એ ય કરે કાકા.'

'તો આપણે અવળું જોઈ જવું.'

'એમ જ તો કરુ છુ ને.'

અહીં દુઃખની વાત એ હતી કે બાઘાના શેઠ ચોવીસ કલાક ચાલનારા એક કારખાનામાં ઍસિસ્ટંટ એન્જિનિયર હતા ને આઠ આઠ કલાકની ફરતી પાળીમાં સવારના આઠથી સાંજના ચાર સુધીની પાળી સિવાય બાકીની બે પાળીમાં તો આખોય દિવસ ઘેરના ઘેર જ રહેતા હતા.

મેં કહ્યું : 'બસ તો તું તારે પડ્યો રે.' નવેનવાં પરણેલાં છે ને તને એ છોકરામાં ગણી કાઢતા લાગે છે.'

'એમ જ છે.' બાઘો ખુશ થતાં બોલ્યો.

મેં કહ્યું : 'ને એમ જ આપણે રે'વાનું.' ઉમેર્યું; 'આપણે શું કામ એવી વાતમાં રસ લેવો ?'

'એટલે તો હુ વાસણે ય નીચેની ચોકડીમાં માંજું છું. કામની હળવાશ હોય ને કશુંક લેવા મોકલે તો ચકલામાં જ રોકાઈ રહું છું.'

મને શેઠાણીની ફરિયાદ યાદ આવી. કહ્યું : 'ચકલામાં બેસી રહીએ એ કરતાં તો એ લોકો તરફ પીઠ રાખીને કામ જ કર્યાં કરવું.'

એ લોકોનું ઘર પણ થોડુંક વિચિત્ર હતું. એટલે કે પાછળ એક સૂવાનો નાનો રૂમ હતો ને આગળ એટલો મોટો કમરો હતો કે એક ખૂણે રસોડું ને બીજે ખૂણે સ્ટોર ને દાદર તરફનો ભાગ દીવાનખાના તરીકે વપરાતો હતો.

વચ્ચે હીંચકો હતો.

'પીઠ તો રાખીએ, પણ કાન કાકા ?' બાઘાના આ હાસ્યભર્યા સવાલથી એવો તો હું હસી પડ્યો ! હજી ય મારે કહેવું હતું. 'અલ્યા તું સમજતો નહિ હોય !' પણ જેમ જેમ હું બહાની વાતમાં વહેમ લાવતો હતો તેમ તેમ બદો અકેકી વાત એવી ઉમેરતો હતો કે...

# એક ફેંદિયું

'જીવનનો યાદગાર પ્રસંગ!'

આ નાનકડો સવાલ જેટલો સરળ અને સાદો લાગે છે એટલો જ લખતી વખતે જટિલ સરખો બની રહે છે–અલબત્ત મારે માટે.

પ્રસંગનો અર્થ હું ગતિ પણ કરું છું. એટલે ગતિશીલ જીવન એ પ્રસંગોની એક હારમાળા જ હોય છે. એમાં પછી કેટલાક પ્રસંગ યાદ રહી જાય છે, તો કેટલાક વળી ભુલાઈ જાય છે. કેટલાક શુભ ને કેટલાક અશુભ. તો કોઈ કોઈ વળી લાગે શુભ ને નીવડે અશુભ. તો અશુભમાંથી શુભની પ્રાપ્તિ પણ કોઈ વાર ક્યાં નથી બનતી!

એટલે આ સવાલ ઉપર વિચાર કરવા બેસવું એ મને ચાકડે ચઢવા સરખું દુષ્કર કામ લાગે છે. ને આ જ કારણથી કેટલાક તત્રીમિત્રો તરફથી આગ્રહભર્યાં નિમંત્રણ મળવા છતાંય 'યાદગાર' પ્રસંગ ઉપર લખવા આજ સુધી મેં ધૃષ્ટતા નથી કરી.

આનો અર્થ એમ નથી કે યાદગાર પ્રસંગો યાદ કરવા પડે એમ છે. બલકે એટલા બધા પ્રસંગો છે કે એ ઉપર નજર નાખવા જતાં આખીંય જિંદગી જાણે યાદગાર સરખી બની રહે છે, અને પછી પ્રસંગની પસંદગી કરવા જતાં એવું થાય છે કે, અકબંધ કોઈ માળામાંથી એકાદ મણકો કાઢવા જતાં જીવ જ જાણે નથી ચાલતો.

લાંબેની ક્યાં વાત, પંદરેક દિવસ પહેલાંની જ વાત કરું. પરંતુ વાત કરતા પહેલાં જણાવી દઉં કે આ કોઈ ચમત્કૃતિભર્યો પ્રસંગ નથી. બલકે પ્રસંગની રીતે તો રાઈના કણ સરખી એક મામૂલી જ વાત કહેવાય. ઉપરાંત આ વાત જીવનની પણ નથી, પણ જીવની વાત છે. તે મને ખૂબ બેચેન કરી ગઈ છે!

વળી એ પણ કહેવું જોઈએ, કે મારો સ્વભાવ કંઈ એવો નથી કે રૂપિયારડાનો હિસાબ ગણું. બલકે ત્રણેક વર્ષ ઉપર એક સમાજ સુધારક મંડળે ભીખ ન આપવાનો પરિપત્ર મારા ઉપર મોકલ્યો હતો. એ પહેલાં તો ભિખારીઓને હું એક આનાથી ભાગ્યે જ ઓછું આપતો હતો.

છતાં ય કેમ મેં તે દિવસે એક ફદિયાનો હિસાબ ગણ્યો એ મારા માટે જ નહિ, બલકે અચ્છા અચ્છા વિવેચકો અને માનસશાસ્ત્રીઓ માટે પણ એક રસભરી શોધ બની રહેવા સંભવ છે, જો કોઈને રહસ્ય પામવામાં રસ હોય તો!

ગમે તેમ પણ આ નાની સરખી બાબત ઉપર હું પોતે એટલો બધો બિચારમાં પડી ગયો છું, કે એટલે જ આ નાચીજ પ્રસંગ એક યાદગાર સરખો બની રહ્યો છે.

વાત આમ છે: આખો દિવસ કિતાબ, કલમ અને કાગળો સાથે કુસ્તી અને ગોષ્ઠી કર્યા પછી હું સાંજના સમયે ફરવા નીકળ્યો હતો.

આમે ય મને શરદ ઋતુ વસંતની નાની બહેન હોય એવી સોહામણી લાગતી હોય છે. તેમાં વળી આ સાંજે તો આકાશમાં વાદળોનો આનંદમેળો જામ્યો હતો. મોટે ભાગે તો એ બધાંએ એક જ રંગનાં એટલે કે ગુલાબી વસ્ત્રો પહેર્યાં હતાં. રંગ અને વાદળો ય આમ તો હું જિંદગીભરથી જોતો-માણતો આવ્યો છું. પણ કોણ

જાણે કેમ, ક્યારેય મને એવું નથી થયું: 'બહુ થયું! કશી આમાં નવીનતા તો છે નહિ. એકની એક જ સંધ્યા યુગોથી જોઈએ છીએ.'

બલકે જ્યારે જ્યારે સંધ્યાના આ રંગો ઉપર નજર માંડી હશે ત્યારે ત્યારે એ નિત્ય નવા લાગ્યા છે. પછી ભલે વાદળોના જૂજવા આકારને લીધે હોય યા જોનારમાં પણ કશું નિત્ય નવું જોનાર વિશિષ્ટ તત્ત્વ આવેલું હોય તો કહેવાય નહિ!

ગમે તેમ પણ એક આંખ આભમાંના આ આનંદમેળા તરફ, તો બીજી આંખ સાંજની સડકો ઉપર વહે જતી જીવનગંગાનાં વિવિધરંગી વર્તુળો ઉપર ફરી રહી હતી. આકાશની અંદર પથરાયેલાં વાદળોમાં કોઈ જગ્યાએ ગાંધર્વનગરી રચાઈ હતી, તો કોઈ ઠેકાણે હાટડીઓ મંડાઈ હતી. કો' ગિરિવરની તળેટીમાં સાધુઓનું ઝુંડ જામ્યું હતું તો નીલવર્ણી સરોવરની સોનેરી પાળ ઉપર પનિહારીઓની હેલભરી લાંબી હાર દેખાતી હતી.

અહીં નીચે પણ ક્યાં ઓછી રમઝટ ચાલતી હતી! સડકની એક બાજુએ પૂરી–પકોડીની લારી હતી ને લારી આસપાસ–ફરવા નીકળેલાં રંગબેરંગી સહેલાણીઓની ઘરાકી પણ ઠીક ઠીક હતી. શેરડીના સંચા આગળ પણ એકબે યુગલ ઊભાં હતાં ને શેરડીવાળો જુવાન પોતાનાં હાડકાંમાંથી રસ કઢતો હોય એ રીતે સંચો ફેરવતો શેરડી પીલતો હતો. આઈસક્રીમની ગાડીઓ પણ એક–બે દેખાતી હતી. તો કોકાકોલાવાળા તો બેત્રણ જણ, કોઈ ઊભો હતો તો કોઈ વળી લારી ધકેલતો કવિતા કરતો જતો હતો: 'તાઝગીભર્યું સ્વાદિષ્ટ પીણું, કોકાકોલા પીઓ બાબુ'

આમ તો કાન ઉપર અનેક અવાજો પડતા હતા, પણ એમાંના એક અવાજે આ દર્શનલીલા વચ્ચે આવીને મારા ચિત્તને ભાન કરાવ્યું: 'દાતણ લેવાનાં છે.'

ને ફૂટપાથના એક ખૂણા આગળ બેઠેલી એ સ્ત્રી પાસે જઈ સવાલ કર્યો : 'કેટલાં આપ્યાં ?'

'એક આનાનાં ચાર આપ્યાં, સાહેબ. આ તાજાં લો તો ત્રણ.'

ભાવ સાંભળીને મારાથી એક નિશ્વાસ નખાઈ ગયો. સાથે સાથે બચાવ પણ કર્યો : 'હરેક ચીજના ભાવ આસમાને ચડી રહ્યા છે, પછી દાતણનો ય હોય જ ને!'

મનને તો ઘણું હતું કે આનાનાં ત્રણવાળાં એ લીલાંછમ્મ દાતણ ખરીદું, પણ અતિશય આ મોંઘવારીને લીધે છેલ્લા કેટલાક સમયથી મેં પણ મારી પત્નીની સાથે મનને કેળવ્યું હતું કે સારાનો મોહ જતો કરીને સસ્તા તરફ પહેલું વિચારવું. ને હાથમાં લીધેલાં પેલાં લીલાં કલાર દાતણનો લીલુડો ને લિસ્સો સ્પર્શ માણીને જ ઢગલી ઉપર મૂકી દીધાં. પછી ચાર વાળામાથી ન બહુ જાડાં કે ન બહુ પાતળાં, ન ક્યાંય ગાંઠો કે ન ક્યાંય વાંકું, એવાં જોઈ જોઈને ચાર દાતણ પસંદ કર્યાં. પરંતુ પહેરણના ખિસ્સામાથી પૈસા કાઢવા જાઉ છું ત્યાં જ યાદ આવ્યું, આ રીતે એક દિવસ દાતણ લઈ ગયો હતો ત્યારે પત્નીએ કહ્યું હતું : 'હવેથી જાડાં જાડાં દાતણ લાવજો.'

'આટલાં જાડાં તો છે. મે નવાઈ પામતાં કહ્યું.

'આ દાતણ કંઈ ચિરાય ઓછું !' પત્નીએ કહ્યું.

'કેમ, ચીર પણ મઝાની ઊતરે છે.' કહેતાં લાગલું મેં ગૂંચવાતા મગજે હસીને ઉમેર્યું : 'રોજ ઊતરે છે ને આજે શુ છે તે નહિ ઊતરે ?' વળી ઉમેર્યું : 'આવળનાં નથી કંઈ બાવળનાં છે જો જરા લાઈટ આગળ જઈને.'

પત્ની હસતાં હસતાં બોલી : વગર લાઈટેય ઓળખાય છે, આવળનાં છે એ તો. પણ મારું કહેવું એમ છે કે જાડાં હોય તો ચીરીને બે કરી શકાય ને એક દાતણ બે વાર થઈ શકે.'

ખુશ થતાં મેં કહેલું: 'ઓ, એમ કહેને તો. હવેથી લાવીશ સારે જાડાં લાવીશ.'

ને એ વાતચીત પછી આજે જ મારે દાતણ લેવા જવાનો વારો આવ્યો. પસંદ કરેલાં દાતણ પાછાં મૂકી, પત્નીની પેલી સૂચના મુજબ સો–દોઢસો દાતણના ઢગલામાંથી સરસ મઝાનાં મેં ચાર બણુરાં પસંદ કર્યાં.

ખિસ્સામાંથી મેં દસ પૈસાનો સિક્કો આપતાં દાતણવાળીને કહ્યું: 'જો, ચાર લીધાં છે.'

'હા, હા, સાહેબ. દાતણ તે કોણ ચોગતું હશે!' કહી બાઈએ દસ પૈસાનો સિક્કો લઈ પગ આગળ પડેલું પરચૂરણ ફેંદવા માંડ્યુ. પરચૂરણેય કંઈ એટલુ બધુ ન હતું કે ફેંદવું પડે. પણ આપણી સરકારે નવો પૈસો એવો નાજુક કાઢ્યો છે, કે બીજા સિક્કાની નીચે હોય તો સમજાય જ નહિ.

એકાએક એને યાદ આવ્યુ હોય એ રીતે હાથમાંનો ત્રણ પૈસાનો સિક્કો મૂકી ઢગલીમાંથી પાંચ પૈસાનો સિક્કો ઉપાડતાં મારી તરફ જોઈ કહ્યું: 'એક પૈસો છૂટો આપો સાહેબ.'

'નથી છૂટો.' કહી–મને પોતાને ખાતરી હતી છતાંય ખિસ્સાનું પરચૂરણ હાથમાં કાઢીને જોવા લાગ્યો. બાઈને જાણે આડકતરી રીતે કહેતો ન હોઉં કે, 'જો જૂઠું બોલતો હોઉં તો!'

બાઈના મોં ઉપર મૂઝવણ જોઈને વળી મેં કહ્યું: 'તારી પાસે એક પૈસો છૂટો હોય તો ત્રણ પૈસા મારી પાસ છે.'

બાઈ બબડી: 'એમ તો મારી પાસેય આ રહ્યા ત્રણ પૈસા.. પણ એક પૈસો છૂટો નથી.' ને પછી પાંચનો સિક્કો એણે મારી સામે લંબાવ્યો.

દાઝતો હોઉં એ રીતે મેં મારો હાથ પાછો ખેંચતાં વળી કહ્યું: 'પણ ક્યાં છે પૈસો મારી પાસે?'

'કંઈ નહિ સાહેબ. કોઈક દિવસ આપજો.'

'ના ભાઈ, ના. એ વળી ક્યાં હું પૈસાનું તારું દેવું માથે લઈને ફરું!' લાગલું ઉમેર્યું: 'રોજ આ તરફ જ હું ઓછો ફરવા આવું છું!'

બાઈ બોલી: 'આવો તો ઠીક છે, નકર એક પૈસામાં ભારે ય શું કામ રાખવો સાહેબ, લો.'

પાંચ પૈસાનો સિક્કો લેતાં મારા જીવને ખચકાતો એ પામી ગઈ હોય એમ લાગલું જ એણે ઉમેર્યું 'એક ફદિયામાં શું સાહેબ!'

પાંચ પૈસા લેવા છતાં ય હું થોડોક ખચકાઈ ઊભો. બીજા ગ્રાહક દાતણ લેતાં હતાં ને એમના પાસેથી જો છૂટો પૈસો નીકળે તો એવી આશા સાથે. પણ એ બે બહેનોએ તો બેઉ જણનો બાર પૈસાનો ભેગો જ હિસાબ ચૂકવી દીધો.

થોડેક ગયો ને પગ મારા થંભી ગયા. મન સાથે બબડતો પણ હતો: 'ના, ના, દોસ્ત! દાતણ વેચનાર આ બાઈ જેટલી ય તારામાં ઉદારતા નથી! બાઈએ એક પૈસો જતો કર્યો, પણ તેં એનો ત્રણ પૈસાનો સિક્કો લઈને એક ફદિયું જતું કરવાની ઉદારતા ન દાખવી.'

'ને ઉપરથી પાછો ભાવનો ને બાઈનો દોષ કાઢી રહ્યો છે.' ને હું પાછો ફર્યો.

બાઈને પાંચ પૈસાનો સિક્કો આપતાં હસવાનો પ્રયત્ન પણ કર્યો. કહ્યું: 'લે બાઈ, લાવ પેલો ત્રણ પૈસાનો સિક્કો. તું પૈસો જતો કરે તો શા માટે હું જ ન જતો કરું!'

પણ મેં જોયું તો બાઈને તો આ પણ હિસાબ વગરની વાત જ હતી. સિક્કાની આપ-લે કરતાં બોલી તે પણ પેલા જ અવાજે: 'ઓ હવે, ફદિયામા શું સાહેબ!'

ને પછી-કોણ જાણે, એ મારી આ ઉદારતા ઉપર ખુશ થઈ હતી તેથી, કે હું પાછો ફર્યો હતો એવા કોઈ હિસાબથી, કે સહજભાવે પણ હોય. અડધી પીઠ મારી ફરી-ન-ફરી ને બાઈ કહે, 'લો સાહેબ, આ એક દાતણ વધારે લેતા જાઓ.'

ને આ સાથે એવો તો મને હૈયે જતો ઘા વાગ્યો કે, હું નથી ધારતો અત્તરનો હોજ લૂટાવના બાદશાહને બીરબલના પેલા વાક્યે આટલો ઊંડો જખમ કર્યો હોય: 'બુંદ સે બીગડી હોજ સે નહિ...'

ને જ્યારે જ્યારે આ પ્રસંગ મને યાદ આવે છે ત્યારે બાઈના પેલા શબ્દો અને અવાજ પણ મને શરમાવી મૂકે છે: 'એક ફદિયામાં શું સાહેબ!'

બલ્કે આટલા સમયની શોધ પછી હવે તો મને ફદિયાનો આ હિસાબ ગણવાનુ કારણ પણ સમજાઈ ગયું છે. એટલે જ મને સવાલ થાય છે: 'જીવનધોરણ નીચું જશે તો કશો વાંધો નથી, પણ ચારે બાજુએથી ભરડો લેતી આ મોંઘવારી માણસજાતના જીવને હલકો તો નહિ કરી મૂકે ને!'



# મટન સૂપ

**સામસામેની** બેઉ હારમાં થઈને અમારા વૉર્ડમાં ચોવીસ કૉટ હતા. હું જે દર્દીની વાત કરું છું એનો કૉટ મારી સામેના કૉટ પછી જમણા હાથે આવેલો હતો. જે દિવસે હું દાખલ થયો એ જ સાંજે એ પણ આ પંદર નંબરના કૉટ ઉપર આવ્યો હતો. આમ તો આ ચોવીસ દર્દીઓમાં મારું લક્ષ ખાસ કોઈએ ખેંચ્યું નો'તું (સંભવ છે પેટમાંના દર્દને લીધે મારું આખુંય લક્ષ દર્દ ઉપર કેન્દ્રિત થઈ રહ્યું હોય તો!) પરંતુ આ માણસનો અજંપો એટલે બધો હતો કે વારે ઘડીએ મારી નજર એના તરફ જતી હતી.

એનો અજંપો પણ મને તો પછી ઉમ્મરને લીધે ચેટકવા થયો હોય એવો લાગવા માંડ્યો. એ જ પોતે પાડોશીઓ જોડે વાત કરતાં કહેતો: 'મને ખાસ કંઈ દર્દ નથી. કોઈ વાર પેટમાં ગોળો ચઢી આવે છે અશક્તિનો. અશક્તિય આમ તો તમે જુઓ છો હું હરું છું ફરું છું, તમે કો'તો બે માઈલ ચાલી ય નાખું. પણ સાલું–આમ કહેતાં એના મોંમાંથી શબ્દો ખોવાઈ જતા ને એને બદલે કટાણું મોં અને એ ઉપર પછી કલાઈ ચઢાવતો હોય તેમ હસવાનો પ્રયત્ન કરી ડોકું હલાવી ઉમેરતો, 'શક્તિનો જ વાંધો છે!...'

બીજી સવારે ડૉક્ટર આવ્યા ને તપાસવા લાગ્યા ત્યારે પણ એની ફરિયાદ આ જ હતી: 'મને સાહેબ. હમણાં જો શક્તિ આવી જાય તો દુઃખાવો ય મટી જાય સાહેબ...માટે મે'રબાની કરીને મને

શક્તિની દવા આપો....જરૂર પડે તો ઇન્જેકશન સાહેબ...બાકી શક્તિ નથી એ જ મૂળ રામાયણ છે'...

દર્દી આમ બોલ્યે જતો હતો. દાકતર પણ તપાસતા હતા ને એની વાતમાં હુંકારો ભણતા જતા હતા : 'એમ કે, હા હા...શક્તિની જ દવા કરીશ...અવળા ફરી જાઓ.'...વચ્ચે વચ્ચે એ, દાકતરીનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પણ શીખવતા જતા હતા : 'જોઈ ને જીભ?...પેટમાં પણ જુઓ...'

પછી તો દાકતરે એ પાંચ સાત વિદ્યાર્થીઓ આગળ બે-ત્રણ મિનિટનુ લેકચર પણ આપ્યુ. દર્દી પણ એ લોકો તરફ એવી રીતે જોતો હતો કે એક બે વાર તો દાકતરની વાતમાં હુંકારો પણ ભણ્યો હતો : 'હાં સાહેબ...! બસ એમ જ છે, નસનો જ વાંધો છે સાહેબ!'

દાકતરના ગયા પછી બે-ત્રણ વિદ્યાર્થીઓએ દર્દીનો હવાલો લેતા વળી એને તપાસવા માંડ્યો. મને હતું : કે હમણા કાં તો મારી જેમ એ વિરોધ કરશે.

પણ એણે તો આ વિદ્યાર્થીઓને દાક્તર કરતાંય સવાયો સહકાર આપ્યો : 'હાં સાહેબ હાં... બસ એ જ ઠેકાણે... આમ તમે દબાવો તો સારુ લાગે... જીભમાં તો કશું નથી બજ્યુ સાહેબ. જે છે એ આ નળમાં છે પણ એ ય સાહેબ અશક્તિ આવી ત્યારથી હાં કે...'

વિદ્યાર્થીઓ પણ આખર તો ભાવિ દાકતરો હતા. દર્દીમાં એવી સહાનુભૂતિથી શ્રદ્ધા પ્રેરતા હતા, કે'છે : 'અશક્તિ અશક્તિ શું કરો છો આઠ દિવસમાં જ એવી શક્તિ આવશે કે પાંચ માઈલ ચાલશો તો પણ એમ નહિ કો'કે થાકચો છું.'

દર્દીએ વળી અહી કટાણું મોં કર્યું : 'ચાલવાની તો આજે ય સાહેબ કયાં હરકત છે. ગઈકાલે ત્રણ માઈલ ચાલીને બસમાં બેઠો'તો

ન માનો તો પૂછો આને!' ને દાક્તરના ગયા પછી આવી બેઠેલી એક ડોશી સરખી બાઈ તરફ હાથ પણ લંબાવ્યો. હું સમજી ગયો એ એની પત્ની છે.

'બધુ થશે. તમતમારે સાહેબની દવામાં શ્રદ્ધા રાખીને પૂરતો આરામ લો!' આમ કહેતા વિદ્યાર્થીઓ ચાલતા થયા. એક ભાઈએ તો–સંભવ છે દર્દીના મો ઉપર ઉપર નિરાધારતાનો ભાવ જોઈને હોય તો–જતાં જતાં દિલાસો પણ આપ્યો: 'કાલે ફરી તપાસીશું. આજની જ દવામાં અડધો આરામ પડી જશે. ચિંતા ન કરતા. સાહેબના હાથમાં દર્દ આવી ગયું છે'

'એમ? દર્દ તો હાથમાં આવ્યુ છે ને?' જરા કો'તો ખરા શું દર્દ છે સાહેબ!'

આ ભાઈના હાથમાં દર્દીનું સાચુ દર્દ કદાચ ન પણ આવ્યું હોય! ગમે તેમ પણ એ કંઈક અગડમબગડમ બોલતો હતો ત્યાં તો બીજો ભાઈ બોલી ઊઠ્યો: 'અશક્તિનું દર્દ છે ભલા'દમી.'

'બ...સ બસ સાહેબ! હુંય એ જ કહું છું સારનો.'

અને પછી વિદ્યાર્થીઓના ગયા પછી બાજુમાં ફરીને પત્નીને કહેવા લાગ્યો: 'નો'તો કે'તો હું? તમે લોકો ડાકણનું ને વંતરાંનું લઈ બેઠાં'તાં પણ હું જાણું ને? જોજેને તું: શક્તિનાં બે ચાર ઇન્જેકશન આપશે કે વળી પાછો ઘોડા જેવો!'

એક દિવસ આવી જ ડાકણની ને વંતરાંની વાત કરતો હતો ને પત્ની પછી છેડાઈ પડેલી. કે' છે: 'વંતરાં તો નહિ ને આજેય કહું છું હું તો: જીવતી ડાકણ વળગી છે તે બધી શક્તિ ચૂસી ખાઈ ગઈ.'

'અરે તું જો તો ખરી... સાહેબે પ્રવાહી લેવાનું કહ્યું છે એટલે ફિકર નથી. પેલો સૂપવાળો બા'ર દેખાય તો બોલાવજે. રીસમાં ને રીસમાં ભૂલી જઈશ પાછી.'

મને ખબર હતીઃ એક મટનસૂપવાળો ફેરા આંટા કરતો હતો ને ગઈ કાલે આ દર્દીએ એનાથી કોલકરાર કર્યો હતો કે દાક્તર જો કે'શે તો કાલે હુ જરૂર લઈશ.

આ બધા પેટના દર્દીઓને ઝાઝે ભાગે ખોરાકમાં દૂધ, છાશ, મોસંબીનો રસ વગેરે પ્રવાહી જ લેવાનું હતુ. વળી ટામેટાં કે ભાજીનો સૂપ પણ લેવાનો હતો. પણ આ ભાઈએ કહ્યું તેમ મટન સૂપ લેવાય કે કેમ એ મને સવાલ હતો.

ને એટલે જ મે જરા ડહાપણ ડહોળીને ગઈ કાલે એ ભાઈને કહ્યું હતું કે સાહેબને પૂછ્યા પછી મટન સૂપ લેજો, નહી તો હેરાન થશો.

ને આણે પણ–સાહેબને રાઉન્ડ વખતે પૂછ્યું હોય તો રામ જાણે, બાકી વોર્ડમાંથી પસાર થતા પેલા વિદ્યાર્થીઓને પૂછતો હતો એ તો મેં સાંભળ્યો હતો: ‘હે ને સાહેબ, મટન સૂપ લેવામાં વાંધો નથીને? દાક્તર સાહેબે સૂપની રજા તો આપી છે.’

અને આ બે સ્ટુડન્ટ દાક્તરે જતાં જતાં કહ્યું હતુ : ‘હો હો. મટન સૂપ લો, ચિકન સૂપ લો, ગમે તે લો–સાહેબે કહ્યું હોય તો.’

મને તો જો કે હજીય વહેમ હતો કે આ સ્ટુડન્ટોએ અડધું રમૂજમાં તો અડધું વગર વિચાર્યે જ કહ્યું હતું.

પણ બીજી બાજુ બીજાઓ માટે આ જાતની ચિંતા સેવવી પણ વધુ પડતી બલકે ડોઢડહાપણ લાગતું હતું. ગઈ કાલે મે આને સલાહ આપી હતી એ જ એને નો'તું ગમ્યું ને મને એણે કહ્યું હતુ : ‘દાક્તરને પૂછ્યા વગર તે લેતો હોઈશ? હું કાંઈ ગાંડો છું. મને ય આ ધોળા આવ્યા છે હાં કે માસ્તર’. .

અને પછી હું પણ આને મટન સૂપ ને ચિકન સૂપના ગ્લાસ ભરી ભરી ટટકારતો જોવા લાગ્યો ને મૂંગો મૂંગો બળવા લાગ્યો :

'મૂર્ખા કાં તો મટન સૂપમાં ને ચિકન સૂપમાં જ પૂરો થઈ જવાનો છે....ઘડપણ તો આવ્યુ છે ને ઘોડા જેવા થવાના અરમાન કર્યા વગર સ્વાભાવિક જે શક્તિ આવે એટલાથી સંતોષ માનીને બાકીની જિંદગી ખેંચી નથી કાઢતો ને....'

પણ આ ભાઈ તો–મારી નજર ઉપરથી કે પછી બે દિવસ ઉપર મેં એને સલાહ આપી હતી એને લીધે કે ગમે તેમ મને સંભળાવવા જ હોય એ રીતે પત્નીને કહેતો હતો : 'કાલના કરતાં આજે સારું લાગે છે હોં. શક્તિ ય ઠીક છે. જોને જાજરૂ જઈ આવ્યા પછી રોજ કેવો હાંફતો'તો ને આજે તો રોજના કરતાં ઘણી ઓછી હાંફ હતી.'

'સારુંને, શક્તિ લાગે તો. દાકતર સાહેબેય કે'તા'તા કે આંતરડાને બળ ન પડે એવો પ્રવાહી ખોરાક લેતા રે'જો'....

મને હવે વેદના જેવું નો'તું રહ્યું એટલે સ્વાભાવિક રીતે જ આ લોકોની વાતોમાં સારો એવો એકાગ્ર થઈ શકતો હતો. ખાસ તો એટલા માટે કે માણસના જીવનમાં કશોક કોયડો હોય એવો મને વહેમ હતો...

પત્નીના કાનમાં કહેતો હોય એ રીતે ચોથી સવારે દર્દીને મેં કહેતો સાંભળ્યો : 'સૂપવાળો કે'તો' તો કે સૂવરના કલેજાનો સૂપ બહુ બળદાર. તો કહીએ એને. મરશે આમે ય દવાખાને આવ્યા છીએ તો ખર્ચો તો થવાનો જ છે, તો થોડોક વધારે પણ શક્તિ લઈને જ ઘેર જવું છે.'

પત્નીએ કહ્યું : 'શક્તિ તો ઘી દૂધમાંય ક્યાં ઓછી છે?'

'આવી નહિ પણ. જોયો છે કોઈદિન ભૂંડ તેં? કે'વત છે કે બે વાઘ વચ્ચે એક ભૂંડ પાણી પી શકે પણ બે ભૂંડ વચ્ચે વાઘ પાણી ન પી શકે. આપણા ગામના ઠાકોર સાહેબ તો કે'તા'તા કે ભૂંડની ચરબી એટલી બધી ઘીયાળ હોય છે કે બાફો ત્યારે ઘી જ દેખાય. ને

એ વાતની તો તને ખબર છે ને: ઘા વાગ્યો હોય ને ભૂંડ જો પાણીમાં પડે તો ઘા પૂરતોકને સમોરમો થઈ જાય છે એ ?'...

અને જ્યારે બીજી સવારે બમણી કિંમત કબૂલીને ય સૂપવાળા પાસે ભૂંડના કલેજાનો સૂપ મંગાવ્યો ત્યારે તો—એ રાતે ડ્યૂટી ઉપર આવેલી નર્સનું મેં આ દર્દી માટે ધ્યાન પણ દોર્યું: આ ભાઈ મટન સૂપ ને ચિકન સૂપ ને ભૂંડનો સૂપ વગેરે ઉપર મંડ્યો છે તે દાકતરે એને કહ્યું હશે ?'

'ખબર નથી.'

'પૂછી તો જુઓ તમે.'

'આપણે બધી ક્યાં પંચાત કરીએ મિસ્ટર. દર્દીને જ પોતાની ન પડી હોય પછી.'

પછી તો નર્સે, પોતાની ફરજ વિષે પણ મારી આગળ ચોખવટ કરી: 'આ બધું ધ્યાન સવારની ડ્યૂટી ઉપર હોય એ નર્સને રાખવાનું. પણ એય બિચારી શું કરે. ખુદ દર્દીઓ જ છાના છાના ખરીદતા હોય છે. બાકી અમે તો સૂપવાળાને વોર્ડમાં આવવાની પણ મનાઈ કરી છે.'

બીજી સવારે ડ્યૂટી ઉપર આવેલી નર્સનું ધ્યાન દોરવાની મને ઇચ્છા થઈ પણ એ તો બિચારી ડૉક્ટરનો રાઉન્ડ હોય એટલે એટલી બધી ધમાલમાં હોય કે મને થયું: 'કે'વા જઈશું તો ઊલટાની એ આપણા ઉપર ગુસ્સે થશે.'

ગમે તેમ પણ આ દર્દીને શક્તિની પડી હતી ને મને એના મટન સૂપની પડી હતી!...

અને જ્યારે એ, સાતમા દિવસની સવાર પછી બેહાલ થઈને પથારીમાં પડી રહ્યો ત્યારે તો મને એમે ય થયું: દાકતરનું ધ્યાન તો દોરું: એ જાતજાતના મટન સૂપ પીએ છે તે એમના પોતાના કહેવાથી કે વગર કહ્યે.'

ત્યાં તો મને ખ્યાલ આવ્યો કે દાકતરની રજા વગર જો આ મટન સૂપ પીતો હશે તો નર્સનું અને વોર્ડ બૉયનું પણ આવી બનશે ને એ પછી આપણીય ખેર નથી.—

ને મેં પણ પછી પેલી રાતપાળીવાળી નર્સની દલીલ હૈયે ધરી: "દર્દીને પોતાને જો પોતાની ન પડી હોય તો આપણે શું કામ ડહાપણ કરવું—એકવાર તો કહ્યું હતું પછી વારે ઘડીએ ?'

છતાંય મેં, સાતમી સવારે ભૂંડના કલેજાનું સૂપ પીને પડેલા ને પછી આખો દિવસ બેહાલ સરખા બની રહેલા આ દર્દીને વળી આજે વણમાગી સલાહ આપી. અલબત્ત ગામડેથી આવેલ બેચાર સંબંધીઓમાંથી એક શાણા સરખા પુરુષને બોલાવીને, 'મને પૂછો તો એમની પાસે સૂપ પીવાનું છોડી દેવરાવો.' દર્દી તથા એની પત્ની પણ સાંભળતી હતી. દર્દીની પત્ની બોલી ઊઠી: 'હું ય એ જ કહું છુ ભાઈ, પણ માનતા નથી...દા'ડે દા'ડે નખાતા જાય છે ને મને કે છે કે શક્તિ લાગે છે!' અને એણે આંખમાં ભરાઈ આવેલાં આંસુ લૂછયાં, તો દર્દીએ પણ આજ તો કબૂલ કર્યું: 'છોડી દીધું મટન સૂપ. સૂપ નામે નથી લેવું. હવે તો બસ...'

પણ મને લાગ્યુ કે ઘણુ મોડું થઈ ગયું હતું!

સૂપ છોડ્યા પછી બીજા જ દિવસે દાકતરો તો હજી ઑપરેશનનો વિચાર કરતા હતા ને જ—

દર્દીની પત્ની બરાડી ઊઠી: 'દોડો સાહેબ...દોડો સિસ્ટર... આંખો આમની.'

આખાય વૉર્ડમાં ભયની એક ભેંકાર ઘૂમરી ફરી વળી. નર્સ, ડૉકટર વગેરેની દોડાદોડી મચી રહી. ગામડેથી જોવા માટે આવેલાં પેલાં ચારપાંચ સ્ત્રી પુરુષો પણ બેબાકળાં બનીને વરંડામાંથી દોડી

આવ્યાં ને વૉર્ડ બૉયના રોકવાથી બારણા આગળ ભયભીત ચહેરે તાકી રહ્યાં—

પણ નાડી તપાસતી નર્સે અને સ્ટેથેસ્કોપથી ધબકાર જોતાં દાક્તરે—બેઉ જણે એકમેક સામે એવી રીતે ડોકું હલાવ્યું કે—

એ આખો ય વૉર્ડ પામી ગયો : 'ખલાસ !'

ઓછું હોય તેમ પત્નીએ ઠૂઠવો મૂક્યો તો બારણામાંથી ધસી આવેલી એક યુવાન સ્ત્રીએ તો મૃત દેહ ઉપર એવું માથું પછાડ્યું કે—

નર્સ અને વૉર્ડ બૉય એને પકડી લે એ પહેલાં તો એય પોતે બેભાન બની ધડીબ દેતીકને જઈ પડી—

વળી પાછી નર્સ અને દાક્તરની દોડાદોડી વધી પડી ને મહામુસીબતે યુવતીને ભાનમાં આણી—

છતાંય મને તો એ હજી ય ખોવાઈ ગયેલી લાગતી હતી.—

પાછળથી મને ખબર પડી કે દર્દીની એ બીજીવારની પત્ની હતી !



૧૨

## પચાસ વર્ષ પાણીમાં!

જોડિયા પલંગમાં સૂતેલાં પતિ–પત્ની રાતનો એક વાગવા આવ્યો હતો છતાંય હજી ઊંઘ્યાં નો'તાં. બેઉ જણના વચ્ચે સૂતેલો સાતેક વર્ષનો બાબો એક ઊંઘ પૂરી કરીને જાગ્યો હતો ને પડખું ફેરવીને વળી પાછો ઊંઘી ગયો હતો.

સૂવા માટે ઉપર આવવાની પૂર્વ તૈયારી રૂપે બારીબારણાં વાસતી વખતે પતિ–પત્ની વચ્ચે મોટા દીકરાની બાબતમાં બોલાચાલી થઈ હતી તે ઉપર આવ્યા પછીય કલાકેક ચાલી હતી ને અગિયારેક વાગ્યે બંધ થઈ હતી તે પણ આજુબાજુના બંગલાવાળાં સાંભળશે તો કે'શે કે અત્યારે શું હશે?—એમ ગણીને. પત્નીની નજરે જુઓ તો મામલો કંઈ એવો ગંભીર ન હતો કે ઠરેલ ઉમ્મરના ને કેળવાયેલાં આ પતિ–પત્ની કલાક સુધી ચડભડ્યાં કરે.

તો પતિની નજરે મહત્ત્વનો મુદ્દો હતો.

વાત એમ હતી કે વીસેક વર્ષનો મોટો દીકરો ઓસરી તરફના બારણાને બહારથી તાળું વાસીને ગયો હતો ને મોડેથી આવવાનો હતો.

ક્લબમાં ગયેલા પતિને કશી ખબર નો'તી ને સૂવા જતા પહેલાં આંકડી ચડાવવા ગયા ત્યારે પત્નીએ એમને વાત કરી કે કુમાર મોડો આવવાનો છે એટલે બહારથી તાળું મારી ગયો છે.

'કાલે પણ ગયો હતો ને?'

'હા' કહી પત્નીએ દીકરાનો બચાવ કરતાં ઉમેર્યું: 'પરીક્ષા થઈ ગઈ છે ને!'

'પરીક્ષા થઈ એટલે બહુ બહુ તો વાંચવાનું નહિ; પણ એનો અર્થ એવો તો નથી જ ને કે બગડવું?'

'એમાં શાનું બગડવાનું?'

'રોજ ઊઠીને સિનેમા!'

'કોણ જાણે આજે તો કાં તો એના મિત્રને ત્યાં પણ ગયો હોય!'

'રાતે કયો મિત્ર વળી! આમ કરી કરીને જ છોકરાને તેં બગાડ્યો છે!'

ને આ પ્રકારની ચર્ચા વચ્ચે પત્નીએ પણ આજે તો કહી દીધું; 'આમ કરી કરીને તમે—તમે જ એને બગાડવા બેઠા છો!'

'કેવી રીતે? સિનેમા જોવાથી છોકરાં બગડે કે ન જોવાથી બગડે?'

'આપણો જમાનો જુદો હતો ને આમનો જમાનો જુદો છે. આપણને એમ લાગે છે કે ફિલ્મો જોવાથી છોકરાં બગડે છે; ને છોકરાંને એમ લાગે છે કે શીખવા મળે છે. એટલે આપણી વાત સાંભળીને તો એમ જ કે'વાનાં: ખોડાં ઢોર જેવાં આ જૂના જમાનાના લોકોને જીવવાની કશી ગમ જ નથી.'

'પણ આપણને પચાસ વર્ષનો અનુભવ છે ને એમને હજી શીખવાનું છે. કૉલેજમાં ભણતો છોકરો જો આટલું પણ ન સમજી શકે તો આપણે પછી કાન પકડીને સમજાવવો કે ન સમજાવવો?'

'શીખશે આમ કરતાં કરતાં.' પત્નીએ ટૂંકું કર્યું.

'આમ કરતાં કરતાં એટલે કે બગડતાં બગડતાં એમ જ તારું કહેવું છે ને?'

'આટઆટલું તમે એને કહો છો છતાંય બે દિવસ પછી એનો સ્વભાવ હતો એનો એ! તો પછી—શું કરવાનું આનું હવે?'

'સાન ઠેકાણે લાવવી પડે!'

'કેવી રીતે?'

'સમજુને સાન ને ગધેડાને ડફણું.' કહી પતિએ હસીને રમૂજી થવાનો પ્રયત્ન કર્યો: 'આ સિવાય બીજો કોઈ રસ્તો હોય તો દેખાડ મને.'

પત્ની પાસે રસ્તો હોય તો નિઃશ્વાસનો જ હતો! નિઃશ્વાસ નાખીને આડા પડતાં આટલું જ બોલી: 'તમે જાણો ને છોકરો જાણે! આપણે તો હવે બોલવુ જ નથી.'

'હાસ્તો, દીકરાથી કોણ અળખું પડે!'

ને પત્ની અહીં છેડાઈ પડી: 'તમારું એમ કહેવું છે કે હું પણ તમારી જેમ આવડા મોટા છોકરાનો તિરસ્કાર કરું ને વાતવાતમાં એને તતડાવું, એમ?'

પતિએ બચાવ કર્યો: 'પ્રેમપૂર્વક કહીએ છતાંય ન માને તો શું કરવું? તું એને આટલા બધા પ્રેમથી સમજાવે છે કે બહુ ફિલ્મો જોવી નહિ ને રાતના વખતે ઝાઝું બહાર ફરવું નહિ, છતાય ક્યાં માને છે?'

પત્નીએ બીજો હિસાબ આગળ ધર્યો: 'પડોશીઓના છોકરાઓ કરતાં આપણો કુમાર કેટલો બધો સીધો છે એ જોતા નથી? છતાંય એ જો મહિને જતી એકાદ ફિલ્મ જુએ તો પણ એનો હિસાબ લેવા બેસો છો ને કઈ ફિલ્મ જોઈ હતી ને 'એડલ્ટો' માટેની શા માટે જોવા ગયો ને એમ કરીફરીને બધી વાતમાં આવડા મોટાનો હિસાબ લેવા બેસો છો!'

'લેવો પડે હિસાબ—છોકરાં જો કાબૂમાં રાખવા હોય ને સદ્‌ગુણી બનાવવાં હોય તો.'

પણ પત્ની તો પતિનો વાક જ કાઢતી રહી: 'આમ કરીકરીને તમે જ એને જૂઠું બોલતો કર્યો છે ને હમણાંહમણાંનો એ તમારી સામેય બોલતો થયો છે!'

પતિનો મિજાજ વળી છટક્યો. 'હું નથી બોલતો ત્યાં સુધી. આવવા દે આજે એને. એના મનથી એ એમ સમજે–સામાં છાશિયાં કરીશું તો મોટાભાઈ આપણું નામ નહિ લે, પણ દેખ મઝા. સીધો સટ કરી દઉં છુ કે નહિ, જો આજે.'—

પતિનો મિજાજ સાચે જ આજે છેલ્લે પાટલે બેસવા જેટલી હદે હતો. રોપમાં ને રોપમાં દીકરાના આવવાની રાહ જોતા એ કદાચ બહારના વરંડામા જઈને ટહેલવા પણ લાગ્યા હોત. પણ પત્નીએ એમને ભાનમાં આણતાં કહ્યું: 'મહેરબાની કરીને હવે છાના રો', નહિ તો આડોશીપાડોશીઓને થશે કે અર્ધી રાતે આ પતિ–પત્નીને શું હશે કે પતિ મહાશય ઊકળ્યા છે!'

ગુસ્સે ભરાયેલા પતિ આડા પડ્યા ને પોતાનો આરોહ આસ્તે આસ્તે અવરોહ તરફ પણ વાળવા લાગ્યા—અલબત્ત, પત્નીને ચેતવણી આપતાં: 'એમ જ થશે: કાં તો...તું છોકરાનું ઉપરાણું લીધા વગર રે'વાની નથી ને મારે કાં તો તને ય સંભળાવવું પડશે. ને આપણા બેના જીવેય ઊંચા થવાનો આ ઉમરે વખત આવશે! ખબર રાખજે...'

પત્નીએ પણ ભાવિનાં પગલા પારખ્યાં હોય તેમ પડખું ફેરવતાં કહી દીધું: 'હવે તો હું તમારા બેના ઝઘડામાં બોલવાની જ નથી ને—તમે જાણો ને તમારો દીકરો જાણે!'

પણ આમ કહીને પતિને જંપાવ્યા પછી પત્નીએ જોયું તો એ જાગતા જ પડ્યા હતા. એને તો વળી એવોય વહેમ હતો કે પતિ

ક્યાં તો દીકરાના આવવાની પ્રતીક્ષા કરતા નીચેના કમાડ ઉપર જ કાન માંડીને પડ્યા છે!

અને જ્યારે નીચેનું કમાડ ખખડ્યું ને ઓશીકા નીચે મૂકેલું કાંડા ઘડિયાળ કાઢીને પતિએ સમય જોયો કે વળી પત્નીએ પતિના ગુસ્સા સામે કહ્યું: 'અત્યારે કશું બોલશો નહિ. મેં'રબાની કરીને સૂઈ જવા દો અત્યારે એને!' દીકરો નીચે જ સૂતો હતો. પત્નીએ ઉમેર્યું: 'બહુ હશે તો એક વાગ્યો હશે.'

'એક તો નહિ ને દોઢ થયો છે.' પતિના અવાજમાં પણ દોઢો ગુસ્સો હતો.

'હા; પણ સવાર નથી પડવાની? જે કહેવું હોય એ—અરે, શિક્ષા કરવી હોય તો છેવટ શિક્ષા—પણ એ બધું સવારમાં કરજો.'

પત્નીની વાત સ્વીકારતા પતિએ જોકે સવારની આગાહી તો અત્યારથી જ કરી હતી, આમ કહીને: 'ઠીક છે, સવારમાં વાત એની. જો હું કહુ છું એ જ ફિલ્મ જોવા ગયો હોય તો દેખ મઝા સવારમાં.'

પત્ની બોલ્યા વગર ન રહી શકી: 'એ અંગ્રેજી ફિલ્મેય માણસો જ જોતાં હશે ને!'

'માણસો ખરાં પણ વહી ગયેલાં. તું જો આજે શહેરમાં ગઈ હોય તો ઠેર ઠેર લાગેલાં પોસ્ટરો જોઈને જ સમજી જાત કે કેવી એ ફિલ્મ હશે!'

'કંઈ સાવ નાગી તો નહિ હોય, હાં કે! અમેય પોસ્ટરો તો જોઈએ છીએ.'

પતિને તો પત્નીએ વાપરેલો 'નાગી' શબ્દ પણ એવો તો પથ્થરની જેમ મનમાં વાગ્યો હતો! સંયમ જાળવી કહ્યું: 'સાવ ઉઘાડી સારી; પણ ઢાંકયાનો ભ્રમ ખોટો. ખબર છે તને?'

'લેવો પડે હિસાબ—છોકરાં જો કાબૂમાં રાખવા હોય ને સદ્ગુણી બનાવવા હોય તો.'

પણ પત્ની તો પતિનો વાંક જ કાઢતી રહી: 'આમ કરીકરીને તમે જ એને જૂઠું બોલતો કર્યો છે ને હમણાંહમણાંનો એ તમારી સામેય બોલતો થયો છે!'

પતિનો મિજાજ વળી છટક્યો. 'હું નથી બોલતો ત્યાં સુધી. આવવા દે આજે એને. એના મનથી એ એમ સમજે–સામાં છાશિયાં કરીશું તો મોટાભાઈ આપણું નામ નહિ લે; પણ દેખ મઝા. સીધો સટ કરી દઉં છું કે નહિ, જો આજે.'—

પતિનો મિજાજ સાચે જ આજે છેલ્લે પાટલે બેસવા જેટલી હદે હતો. રોષમાં ને રોષમાં દીકરાના આવવાની રાહ જોતા એ કદાચ બહારના વરંડામા જઈને ટહેલવા પણ લાગ્યા હોત. પણ પત્નીએ એમને ભાનમાં આણતાં કહ્યું: 'મહેરબાની કરીને હવે છાના રો', નહિ તો આડોશીપાડોશીઓને થશે કે અધીં રાતે આ પતિ–પત્નીને શું હશે કે પતિ મહાશય ઊકળ્યા છે!'

ગુસ્સે ભરાયેલા પતિ આડા પડ્યા ને પોતાનો આરોહ આસ્તે આસ્તે અવરોહ તરફ પણ વાળવા લાગ્યા—અલબત્ત, પત્નીને ચેતવણી આપતાં: 'એમ જ થશે: કાં તો...તું છોકરાનું ઉપરાણું લીધા વગર રે'વાની નથી ને મારે કાં તો તને ય સંભળાવવું પડશે. ને આપણા એના જીવેય ઊંચા થવાનો આ ઉંમરે વખત આવશે! ખબર રાખજે...'

પત્નીએ પણ ભાવિનાં પગલાં પારખ્યાં હોય તેમ પડખું ફેરવતાં કહી દીધું: 'હવે તો હું તમારા બેના ઝઘડામાં બોલવાની જ નથી ને—તમે જાણો ને તમારો દીકરો જાણે!'

પણ આમ કહીને પતિને જંપાવ્યા પછી પત્નીએ જોયું તો એ જાગતા જ પડ્યા હતા. એને તો વળી એવોય વહેમ હતો કે પતિ

ક્યાં તો દીકરાના આવવાની પ્રતીક્ષા કરતા નીચેના કમાડ ઉપર જ કાન માંડીને પડ્યા છે!

અને જ્યારે નીચેનું કમાડ ખખડ્યું ને ઓશીકા નીચે મૂકેલું કાંડા ઘડિયાળ કાઢીને પતિએ સમય જોયો કે વળી પત્નીએ પતિના ગુસ્સા સામે કહ્યું: 'અત્યારે કશું બોલશો નહિ. મે'રબાની કરીને સૂઈ જવા દો અત્યારે એને!' દીકરો નીચે જ સૂતો હતો. પત્નીએ ઉમેર્યું: 'ભલું હશે તો એક વાગ્યો હશે.'

'એક તો નહિ ને દોઢ થયો છે.' પતિના અવાજમાં પણ દોઢો ગુસ્સો હતો.

'હા; પણ સવાર નથી પડવાની? જે કહેવું હોય એ—અરે, શિક્ષા કરવી હોય તો છેવટ શિક્ષા—પણ એ બધું સવારમાં કરજો.'

પત્નીની વાત સ્વીકારતા પતિએ જોકે સવારની આગાહી તો અત્યારથી જ કરી હતી, આમ કહીને: 'ઠીક છે, સવારમાં વાત એની. જો હું કહું છું એ જ ફિલ્મ જોવા ગયો હોય તો દેખ મઝા સવારમાં.'

પત્ની બોલ્યા વગર ન રહી શકી: 'એ અંગ્રેજી ફિલ્મેય માણસો જ જોતાં હશે ને!'

'માણસો ખરાં પણ વહી ગયેલાં. તું જો આજે શહેરમાં ગઈ હોય તો ઠેર ઠેર લાગેલાં પોસ્ટરો જોઈને જ સમજી જાત કે કેવી એ ફિલ્મ હશે!'

'કંઈ સાવ નાગી તો નહિ હોય, હાં કે! અમેય પોસ્ટરો તો જોઈએ છીએ.'

પતિને તો પત્નીએ વાપરેલો 'નાગી' શબ્દ પણ એવો તો પથ્થરની જેમ મનમાં વાગ્યો હતો! સંયમ જાળવી કહ્યું: 'સાવ ઉઘાડી સારી; પણ ઢાંક્યાનો ભ્રમ ખોટો. ખબર છે તને?'

આમ કરતાં કરતાં પતિનો ગુસ્સો પ્રજળી ઊઠશે એ ધારતીથી પત્નીએ વળી પતિને જંપાવ્યા 'જે હશે એ; પણ અત્યારે તમે મહેરબાની કરીને બોલશો નહિ, સવારમાં કે'જો જે કહેવું હોય એ.'

પતિ પણ જંપી ગયો, ને ઘડી પછી તો ઊંઘી પણ ગયો હતો.

પણ પત્નીને ઊંઘ નો'તી આવની. દીકરાને એ મનમાં મનમાં વઢતી હતી: 'આટલો મોટો થયો પણ હજીય એણે એના પિતાનો સ્વભાવ નથી ઓળખ્યો...સામો જવાબ ન આપતો હોય તોપણ ઘણું છે. પણ એય હવે તો—હું કંઈ શિખામણ દેવા જાઉં છું તો મને જ પૂરું બોલવા નથી દેતો ને દબાવી પાડે છે.'

ને પત્ની પણ પછી તો ગળગળી આંખો સાથે ઊંઘી ગઈ—આ રીતનો નિશ્વાસ નાખી: 'ફૂટો બેઉ ભેગા થઈને. આપણું કોઈ સાંભળે નહિ ને એકેય જણ ગમ ન ખાય, પછી હું શું કરું એમાં!'

છતાંય સવારમાં દૂધ લેવા ઊઠી ત્યારે દીકરાને જગાડીને એણે ચેતવણી તો આપી જ હતી: 'તારા મોટાભાઈ કંઈ ઠપકો કરે તો સામો જવાબ આપતો નહિ ભાઈ. જે કે' એ સાંભળી લેજે, મૂંગો રહીને!'

પણ ઊંઘે ઘેરાયેલા દીકરાએ તો પૂરું સાંભળ્યું પણ નહિ ને પડખું ફેરવતાં માને લગભગ છાશિયું જ કર્યું: 'સારું સારું હવે, ઊંઘવા દેને માથું ખાધા વગર.'

ઓછું હોય તેમ માની નજર આજે ઊઠતાંમાં જ કાળી બિલાડી ઉપર પડી હતી.

ને ચા બનાવતી વખતે પણ એના દિલમાં અમંગળ કલ્પનાઓ ઊઠવા લાગી.

ક્ષ્રશ મોંમાં રાખી [illegible] ગ્મમાં પ્રવેશ કરતા પતિને પગે પડવાનું મન પણ થયું. [illegible] દીકરાને આજે એ માફ કરે! કાન તો એના દીકરાની [illegible] ડાયેલા હતા.

ત્યાં જ પતિ સિનેમાની ટિકિટનું અડધિયું લઈને રસોડામાં પ્રવેશતાં બોલ્યા : 'જો, એ જ ફિલ્મ જોઈ આવ્યો છે. આ રહી એ સિનેમાની ટિકિટેય.'

'હશે, પણ એને જરા ઠંડકથી બે વાતો કે'શો તો એ ય કંઈ મૂર્ખ નથી કે...'

'મૂર્ખ તો નહિ ને મૂર્ખનો સરદાર છે, સમજી? કેટલી વાર મારે એને ઠંડકથી કહેવું !'

પત્નીને કહેતાં ફાવતું ન હોય એ રીતે બોલી :

'એ જરા રાજીમાં હોય એવા વખતે. જરા એનો મિજાજ જોઈને—'

પણ પત્નીને શી ખબર કે ચૂલે ઊકળતા તેલમાં એણે પાણીનું છાપકું—

વચ્ચે જ પતિ ઝાળભરી આંખો સાથે બરાડ્યો—હું ઉપર ભાર દેતો :

'હું એનો મિજાજ જોઈને વાત કરું, એમ?'

'ગમે તેમ તો ય છોરુ કે'વાય!'

'છોરુ ! છોરુ હોય તો આવી ફિલ્મ જુએ ખરો?'

અને પછી તો જૂનાં મૂલ્યોના અતિઆગ્રહી એવા આ ક્રોધી પિતાએ એવી આગ ઊપણી કે આસપાસના બંગલાવાળા લોકો પણ ચાની રકાબી હોઠે રાખી સાંભળી રહ્યા—ચાનો ઘૂંટ ભરવો ભૂલી.

દીકરાએ પણ આમન્યા લોપવા માંડી, કહ્યું : 'કંઈ તમારી દુનિયામાં જીવવું એવું ઓછું છે?...મારા બીજા મિત્રો જતા હતા, એટલે હું પણ આ ફિલ્મ જોવા ગયો હતો...'

પિતાએ પૈસાનો હિસાબ લેવા માંડ્યો : 'ક્યાંથી આ પૈસા લાવ્યો હતો ?'

દીકરાને ખિસ્સાખર્ચ મળતું, પણ ગઈ કાલે જ ચારેક આના માગતી વખતે બા આગળ એણે એકરાર કર્યો હતો કે પૈસા ખલાસ થઈ ગયા છે, ને પિતાએ પણ એ સાંભળ્યો હતો.

આજેય એણે બા પાસેથી પૈસા લીધા હતા. પણ બાનું જો નામ લે તો એમનુંય આવી બને, એ હિસાબે દીકરાએ કહ્યું : 'ભાઈ-બંધોએ ટિકિટ કઢાવી હતી.'

'કયો ભાઈબંધ ?..નામ આપ...સરનામું આપ...ફોન હોય તો કે' મને ન ખબર, નહિ તો હું જ એને ત્યાં રિક્ષા કરીને પૂછી આવું એનાં ફાધર-મધરને પણ પૂછી જોઉં કે...તૈયાર પણ થવા લાગ્યા.

ને પત્નીએ અહીં પોતે પૈસા આપ્યા હતા એ વાત ખુલ્લી કરી—કંપતાં ને કરગરતાં.

પરંતુ આથી તો પતિના અંતરને એવો ક્યાંક આઘાત લાગ્યો કે મા–દીકરો એક હોય ને પોતે ક્યાંક અસુર બનીને એ લોકોને ત્રાસ ન આપતો હોય! જ્યારે હકીકતમાં પોતે હતો સદ્‌વિચારમાં માનનારો ને સદ્‌ગૃહસ્થની જેમ જીવનારો !

કેવો વિરોધાભાસ હતો ઘરમાં પણ !

ને એવો તો એના જીવને આઘાત લાગ્યો કે ન તો એ ના'વા રહ્યો, ન રોકાયો જમવા પણ; ને કપડાં બદલી ચાલતો થયો ઑફિસે.

માનો જીવ પણ એવો તો ક્લેશયુક્ત હતો કે કૂકર ચડાવવું પડતું રાખી નાના દીકરાને—સવારની શાળા હોઈ ને—કપડા બદલાવી રવાના કરી દીધો ને પોતે પછી બાથરૂમમાં પેસી રડતી ગઈ ને ના'તી ગઈ.

નાહીને નીકળ્યા પછી પણ એણે તપાસ ન કરી : કુમાર ક્યાં ગયો ?

અલબત્ત, મોડેથી એણે દાળભાત ને શાકની રસોઈ કરી હતી. ખાસ તો નાનો છોકરો શાળામાંથી આવશે તો શું જમશે એમ કરીને...

પરંતુ જ્યાં બપોર ઢળી ને કુમાર વિષે અમંગળ કલ્પનાઓ વધવા લાગી ત્યારે એ પડોશમાંથી પતિને ફોન કર્યા વગર ન રહી શકી—અલબત્ત, ફોન ઉપર તો એણે પતિને જમી જવા માટેનો આગ્રહ કરતાં આમ જ કહ્યું હતું: 'કુમારે ય કોણ જાણે સવારનો ક્યાં ગયો છે ને તમે ય જમ્યા વગર સવારથી જ ઑફિસે નીકળી ગયા છો, તો મારે હવે શું કરવું?'

પણ આગ સરખા પતિનો જવાબ એવો તો ઠંડો હતો કે કળાવું મુશ્કેલ છે—પત્ની માટે પેલી આગ આકરી હતી કે બરફ જેવી આ ઠંડક અસહ્ય હતી...

સાંજે પણ—પતિ આવ્યા, પણ કુમાર ક્યાંય ન દેખાયો.

સમીસાંજે ય પતિ તો ન ગયા—ઠંડા જ હતા—પણ મા પોતે કુમારે પિતાને ભાઈબંધનું સરનામુ ઉતરાવ્યું હતું એ આધારે રિક્ષા કરીને પૂછી આવી ને ભાઈબંધને પણ કુમારની શોધ માટે વીનવતી આવી.

બાબા સિવાય રાતે પણ કોઈ ન જમ્યું.

કોઈ કોઈને બોલ્યુ પણ નહિ.

રાતના દસેક વાગ્યે પડોશીને ત્યાં ભાઈબંધનો ફોન આવ્યો. એમાં પણ એણે કહેવડાવ્યું હતુ કે ફલાણા મિત્રને એ સવારે નવેક વાગ્યે મળ્યો હતો ને 'તારી પાસે કંઈ પૈસા હોય ના આપ, નહિ તો તારાં બા-બાપુ પાસેથી મને વીસેક રૂપિયા ઉછીના લાવી આપ.' એમ કહીને વીસ રૂપિયા લઈ ગયો છે.આ સિવાય એનો પછી પત્તો નથી!...'

તે રાતે મા કુમારના ખાટલામાં જ પડી રહી ને આખી ય રાત એણે આક્રંદમાં પસાર કરી...ફોન આવ્યો ત્યાં સુધી તો પિતાને હતું

કે 'જહાનમમાં જાય ને!' પણ એ પછી પત્ની જ્યારે સૂવા માટે ઉપર ન આવી ત્યારે એને થવા લાગ્યું કે પોતે સ્વીકારેલાં મૂલ્યો પળાવવામાં પોતે ક્યાંક વધુ પડતો આગ્રહી થયો હતો...અધી રાતે થવા લાગ્યું : દુરાગ્રહી થયો હતો...ને વહેલી સવારે દૂધ લેવા ઊઠેલી પત્ની ઓસરી તરફના બારણાએ તાળું વાસી એ જ કપડાંમાં બહાર નીકળી ત્યારે પતિને થતું હતું : પોતે કાં તો માણસ જ નથી રહ્યો...

ઉપરના વરંડામાં રહી પત્નીને પૂછવાથી જવાબ મળ્યો કે એ એક સબંધીને ત્યાં જાય છે ને કુમારની તપાસ માટે એને બહારગામ મોકલવા માટે વિનંતિ કરવા ધારે છે.

પત્ની જોકે જવાબ સુદ્ધાં ન આપત પણ આસપાસમાં લોકો પતિનો પ્રશ્ન સાંભળતાં હતાં એટલે આટલુંય એને કહેવું પડ્યું હતું.

ને પતિએ છેવટ પત્નીને વિનતિ કરી : 'તમે પાછાં આવો. નાનો બાબો જાગ્યો છે. હું જ જાઉં છું ને તપાસ કરવા મોકલું છું. બને તો ટ્રંક કૉલ પણ કરાવીએ—એના મામાને ત્યાં ગયો હોય તો.'

જોકે પતિની વાત માનવા માટે પત્નીનું મન સંમત નો'તું, પણ શું કરે? એ પોતે એટલુ તો સમજતી જ હતી કે પતિના રોષમાં દીકરો ખોવાયો એમ પોતાના રોષમાં પતિ કાં તો—આકરા જીવનો છે એટલે 'પસ્તાવો પણ એટલો જ આકરો!' ને પાછી ફરી.

પછી તો પિતાએ જ દીકરાની શોધ માટે ધમાલ માંડી. એનેયે થતુ હતું: દીકરો તો ખોવાયો એ ખોવાયો, પણ પત્નીનું જો મગજ ફરી જશે તો આખા કુટુંબની બરબાદી જ સમજી લેવી...

એટલું વળી સારું હતું કે કુમાર એના મિત્રને ત્યાંથી વીસ રૂપિયા લઈ ગયો હતો એનો અર્થ એ ક્યાંક બહારગામ ગયો છે એવો ચોખ્ખો થતો હતો ને 'આપઘાત તો નહિ કર્યો હોય?' એવો માનો અંદેશો આધાર વિનાનો બનતો હતો...

તો પસ્તાઈ રહેલા પતિને સાંત્વન આપતી હોય એ રીતે વિલાપ કરતી પત્ની વળી પતિને પણ કહેતી હતી: 'મેં તમને કેટલીય વાર વીનવ્યા હતા કે છોકરાનું—ગમે તેમ તોય ચડતું લોહી! જ્યારે પચાસ વર્ષની ઉંમરે આપણે હવે ઠરેલ થયાં. આપણે જો ગમ ન ખાઈએ, તો છોકરાં ક્યાંથી ખાવાનાં હતાં?...'

આ જ વાત પત્નીએ ઝઘડાને દિવસે કરી હતી ને ખાસ તો પોતે એ જ વાત ઉપર મગજ ગુમાવી બેઠો હતો એ વાતનો પતિને ખ્યાલ આવતાં એવો તો ઢીલો પડી રહ્યો કે—

પત્નીએ આજે જ કંઠી બાંધી ગુરુમંત્ર આપ્યો હોય એ રીતે એ અતરમાં પસ્તાતો હતો ને પ્રાયશ્ચિત્ત કરતો હોય એ રીતે છાપામાં આપવાની જાહેર ખબર લખવા લાગ્યો:

ચિ. કુમાર.

તારા ચાલ્યા જવાથી તારી બા કેટલાં દુઃખી થયાં છે એ તો તું સારી રીતે સમજી શકીશ. પણ મારો પસ્તાવો કલ્પવો તારા માટે મુશ્કેલ છે. આ અંગે હું એટલું જ લખીશ કે મારાં પચાસ વર્ષ પાણીમાં ગયાં છે. નહિ તો મેં તને મારે રસ્તે લઈ જવાનો અવળો માર્ગ લીધો જ ન હોત. એટલે હવે તો અમને એમ જ છે ક્યારે તું ઘેર આવે ને આપણે બધાં મળીને આપણી જૂની-નવી દુનિયાને સંવાદી બનાવવાની રસિક એવી સાધના કરીએ. ત્રણે જણાં તારી સવાર-સાંજ વાટ જોતાં બેઠાં છીએ.

તારા બાપુનાં
સ્નેહસ્મરણ.

(પત્નીએ જોયું તો પતિએ આશીર્વાદ લખવાને બદલે સમજપૂર્વક જ સ્નેહસ્મરણ લખ્યાં હોય તેમ લાગતું હતું.)

દીકરો તો હજી આવ્યોય નો'તો ને કેવી એ ખુશ હતી!



## ૧૩

# કાળું નાણું

**આથમતી** વસંતની એક સાંજે બગીચાના આગળના ભાગમાં ટહેલી રહેલી સ્વાતિને જોડેના બંગલામાં અસાધારણ એવી દોડધામ લાગી–મોટરોની ને માણસોની.

અલબત્ત, દોડધામમાં કશી જ આમ તો ધમાલ નહોતી. પણ ધમાલ નહોતી એ જ નવાઈની વાત હતી. કશુંક જાણે છૂપે છૂપે થતું હતું. મોટરો દબોદબ આવતી. અંદરથી ઊતરતા માણસોની ગતિ આમ તો ઝડપી હતી ને છતાંય કોઈ અવાજ ન થાય એ જાતની ચાલ હતી... હવા જ જાણે બદલાઈ હતી—ડરતી ડરતી વાતી હતી.

બંગલાના નોકરો પણ ત્વરિત ગતિએ ફરતા હતા ને કાનમાં–સાનમાં ગુસપુસ કરતા રુધિર જાણે છટકતા ફરતા હતા.

અને જ્યારે એ બંગલામાંના એક નોકરને બોલાવી સ્વાતિએ ઉપરવાડેથી વાત પૂછી ને ખબર પડી કે ઝડતી અમલદારો આવ્યા છે ત્યારે તો...

બંગલા તરફ ફરેલી સ્વાતિની ચાલે પણ અજાણપણે પેલી જ રસમ પકડી હતી: ઉતાવળી પણ દબીદબી! ટેલિફોન કર્યો તે પણ–પાછું ફરતું ડાયલ આટલું બધું ધીમું હોય છે એનો ખ્યાલેય આજે જ આવ્યો!

સારું થયું કે બીજી વારના પ્રયત્નમાં જ ફોન જોડાયો, નહિ તો સ્વાતિનો શ્વાસ એટલા જોરથી ચાલતો હતો કે–શેઠાણીની ચાલ જોઈને જ પાછળ પાછળ આવેલી ને બારણા ઓથે થંભી ગયેલી નોકર બાઈને ડૉક્ટર બોલાવવા વખત આવત !

ફોનમાં એ બોલતી હતી તે પણ અવાજ કરતાં શ્વાસ જાણે મુખ્ય હતો : 'હલ્લો સગુણ ?...સગુણ જ ને ?'

ખૂબીની વાત હતી કે ચચ્ચાર વર્ષના લગ્નજીવનમાં સગુણના સાતેસાત સૂર—કોમળ અને તીવ્ર સુદ્ધાં—ઘણી વાર સાંભળ્યા હતા છતાંય સ્વાતિ આજે ત્રીજી વાર પૂછતી હતી : 'તું જ છે ને સગુણ ? હા, હું સ્વાતિ . બંગલેથી બોલું છું...એમ જ સગુણ, ગભરાવા જેવું છે...જોડેના બંગલામાં ઝડતી થાય છે...તારી પાસે કોઈ વાત સાંભળે એવું તો નથી ને ?...તું જલદી ઘેર આવ...નહિ તો એમ કર—હું મોટર લઈને ઑફિસે આવું છુ...ના ના, ગભરામણમાં તો ઊલટાની હું વધારે સાચવીને ચલાવીશ...આવું છું.'

ને રિસીવર મૂકી લાગલી એ ડ્રેસિંગરૂમ તરફ ચાલતી થઈ. પહેરેલી સાડી પણ બારણામાં અર્ધી પ્રવેશી ન પ્રવેશી ને કાઢવા માંડી.

ને જે સ્વાતિને બહાર જવા માટે તૈયાર થતાં અર્ધાથી પોણો કલાક લાગતો એ જ સ્વાતિ પાંચ મિનિટમાં તો સાડી, વેણી ને પાઉડર પતાવી રૂમ બહાર પણ નીકળી પડી.

આડે દિવસે તો લાંબા પહોળા બંગલાની ઓસરી વટાવે ને પગથિયા ઊતરે ત્યાં સુધી કપડાં ફરતી નજર અને નજરની પાછળ હાથેય તે કપડાં ઉપર ફરતો જ હોય—કાંઈ ઠેકાણે છેડો સરખો કરતી હોય.

પણ આજે તો—પગથિયાં ઊતરતાં નજાકતભરી એક ડોક મરડીને પાની સુધી નજર નાખી, તે પણ જાણે આદત પૂરતી !

ગુલમહોર નીચે ઊભેલી મોટર સ્ટાર્ટ કરી ને હંકારી તે પણ રખેને કોઈ જોતું હશે એ પ્રકારના ભય સાથે. ફાળ તો જોકે બળાંક લીધો ત્યાં સુધી કાનના સીમાડા આસપાસ શબ્દો બનીને ભણકતી હતી: ‘બહેન, જરા થોભો તો, પાછાં આવો બંગલામાં સહેજ કામ છે અમારે...’

ઑફિસે પહોંચી ને સગુણને જ્યારે ઑફિસમાં ન જોતાં પટાવાળા પાસેથી ખબર મળી કે કારખાનામાં આંટો મારવા ગયો છે ત્યારે તો એ—પટાવાળાના સાંભળતાં જ બોલી નાખવા જતી હતી: ‘મેં એને કહ્યું તો હતુ: આવું છું.’

જો કે પટાવાળાએ બારણુ ઉઘાડતાં જ કહ્યું હતું: ‘સાહેબ કહીને ગયા છે કે બહેન આવે તો બેસાડજે. પાંચ મિનિટમાં આવું છું.’

છતાં ય ઑફિસમાં પેસતાં સ્વાતિથી આજ કહ્યા વગર ન રહેવાયું: ‘સાહેબને કે’ કે બહેન આવી ગયાં છે ને તમારી રાહ જુએ છે.’ કહેવું હતું: ‘કે’ કે ગમે તેવું જરૂરી કામ હોય તોપણ એક વાર ઑફિસમાં આવી જાઓ.’

પટાવાળો બારણું વાસવા ગયો ત્યારે કહ્યું પણ ખરું: ‘કે’જે કે એક વાર ઑફિસમા આવી જાઓ.’

સગુણ આવ્યો ને ઑફિસનું બારણું વાસી હસતો હસતો સ્વાતિ તરફ ફર્યો ને સ્વાતિનો અવાજ ગળગળો થઈ ગયો: ‘તને હસવું આવે છે. પણ મને તો હજી ય ફાળ છે. એ લોકો કાં તો આપણે ત્યાંય ગયા હશે...બધા બે મોટરો ભરીને માણસો આવ્યા છે.’

‘ભલેને આવ્યા; પાડોસીને ત્યાં આવ્યા છે, આપણે ત્યાં તો નથી આવ્યા!’

'ને આવશે તો ?'

'આવે જ નહિ ને, પણ...'

'તું એમ જાણે છે કે આપણી લાગવગને લીધે—પણ આમની લાગવગેય ક્યાં ઓછી હતી, કે' જો મને ?'

ભય જેવો ચેપી રોગ બીજો ભાગ્યે જ હોઈ શકે. છતાં ય સગુણ ઉપરથી તો હસતો જ હતો. હાથ-મોંના અભિનય સાથે શક્ય એટલી બેદરકારી દેખાડતાં બોલ્યો : 'આવશે તો આવશે. બહુ બહુ તો છે એ લઈ જશે. બીજું શું એ કરવાના છે?'

'ને આબરૂ ?'

પત્નીના એ સુંદર મોં ઉપર ક્યાંય નહિ એવી ચીઢ અને ચિંતા—બલકે તિરસ્કાર સરખું જોઈને સગુણે એની પીઠ ઉપર હાથ મૂકતાં કહ્યું : 'મારી વાત જવા દે; પણ તું તો ભગવાનને ભજે છે ને! શું કામ એવો સમય આવશે?'

સ્વાતિને પણ થયું કે આમાંથી જો બચાવી શકે તો ભગવાનની એક દયા જ બચાવે. બાકી લાગવગ ને બધું તો અમારા કરતાં પડોશીને ક્યાં ઓછું હતું! એને તો વળી દીકરો ય રાજ્યમાં મોટો ઑફિસર છે ને ઘણા બધા ઑફિસરોને ઓળખે છે!...

આ ભગવાનપ્રિય યુવતીએ પતિની ઓથ ઓછી કરીને—બલકે ચિત્તની અંદર પતિને ય સાથે રાખી મનોમન ભગવાનની પ્રાર્થના આદરી ને પૂજાની ઓરડીમાં રાધા અને મોરલીધરની મૂર્તિ હતી એ હૈયે ધરી એનું જ શરણુ સ્મરતી રહી ને પતિને વીગત આપતી હતી...

બેઉ જણાં બંગલે ગયાં ત્યારે પડોશમાં ઝડતી તો ચાલુ જ હતી. ને સ્વાતિએ ભગવાનની વિવિધ રીતે સેવા કરી—બગીચામાંથી પોતાની જાતે સુંદર સુંદર ફૂલ લાવી તો નોકરબાઈને બદલે પોતે જ આજે ધૂપદીપ કરવા લાગી.

સગુણ પણ એની સાથે જ હતો. ઉપરથી તો એ એવો લાગતો હતો, જાણે સ્વાતિને માત્ર સહકાર આપવા પૂરતો જ એ એની પાસે બેઠો હતો ! પણ અંદરથી સગુણ—ભગવાનમાં માનતો ભલે નો'તો થયો પણ—વિચારતો તો આજે થયો જ હતો :

'ભગવાનને ભલે ખીંટી ગણીએ, પણ આવા વખતે ભયનો આ ઝબ્બો ભેરવવાના કામમાં જો એ આવતો હોય તો ખોટો શું છે ?'...

પ્રાર્થના અને પૂજાને લીધે ભગવાને સ્વાતિનો ભય ભ્રમમાં ફેરવી નાખ્યો કે ગમે તેમ પણ મોડી રાત સુધી ઝડતી કર્યા પછી કાળાં નાણાંની મોટર ભરીને એ લોકો બારોબાર જ ચાલતા થયા.

ભણકારા તો હજી ય જાણે વાગતા હતા. સવારે નહિ તો સાંજે ને સાંજે નહિ તો એક દિવસ રહીને પણ ઝડતીવાળા આવશે કા તો !

સ્વાતિનો વિચાર હતો કે આ લોકોના ગયા પછી બંગલામાં સંતાડેલું કાળું નાણું રફેદફે કરી દેવું.

અને મોડી રાતે મોટરોના ઊપડી ગયા પછી આ વાત એણે સગુણને કરી પોતાનો કાનેય ન સાંભળે એ રીતે : 'મને પૂછે તો નોટો કાઢીને ગટરમાં જ નાખી દઈએ.'

સગુણે એને ચેતવી : 'હમણાં પાંચસાત દિવસ કશી જ હિલચાલ ન થઈ શકે—એક શબ્દ સુદ્ધાં નહિ. પછીથી દેખવું છે.'

સ્વાતિને સગુણની આ સલાહ વાજબી લાગી.

ને કશું જ જાણે મનમાં ન હોય એ રીતે એ હરવા અને ફરવા લાગી

પણ અંતરમાં તો અહર્નિશ એ વિચારતી હતી : 'કઈ રીતે આ કાળાં નાણાંની સદ્દગતિ કરવી ?'

સગુણને હતું કે પંદરેક દિવસ નીકળી જશે પછી સ્વાતિ પાછી પહેલાંની જેમ બેફિકર બની રહેશે, પણ આઠેક દિવસના મૌનનું સાટું ભાંગતી હોય એ રીતે એ સગુણની પાછળ જ પડી: 'નહિ. સગુણ, મારે તો આ કાળુ નાણું જોઈએ જ નહિ. ભગવાને આપણને કારખાનું ને આવડો મોટો બંગલો આપ્યો છે. ને મારા નામેય જુદો બંગલો હમણાં જ ચણાવ્યો છે. ઉપરાંત, દરદાગીનો ને શૅર વગેરે બધું ઘણું છે, પછી આપણે આ ઉજાગરો શા માટે સંઘરી રાખવો ?...'

સગુણે પત્નીની વાતમાં સંમતિ આપતાં ને હાં હાં કરતાં મહિનો માસ કાઢી નાખ્યો. એને હતું: સ્ત્રીની જાત છે એટલે-ભય ભુલાઈ જતાં એ જ પાછી કહેશે: 'ના રે બાપ ! બધા બે-અઢી લાખ રૂપિયા આમ કંઈ કાઢી નખાય !'

વાત થોડીક સાચી હતી. સ્વાતિનું મન કોઈ કોઈ વાર ઢીલું પડી જતું: 'ઘણા લોકો પાસે આવો પૈસો ભરેલો છે ને આપણે તો લાગવગેય કંઈ જેવીતેવી નથી—છેક પ્રધાન સુધી પહોંચી શકીએ !'

પણ તે દિવસે જોયેલો ભય એના ચિત્તમાં ક્યાંક ચોંટી ગયો હતો. વળી ઝડતીવાળા પડોશીની પોતાના વર્ગમાં થઈ રહેલી નિંદા પણ એણે પોતાના ઢીલા પડતા મન આગળ ધર્યાં કરી:

'ના ભાઈ, ના; છે એટલું જ ઘણું છે... શા માટે નાહકનો ઉજાગરો...'

સગુણને પણ પૂછ્યે જ રાખ્યું: 'શું પછી ? શો વિચાર કર્યો ?'

સગુણે પત્ની જોડે હવે પાપછૂટી વાત કરી: 'અરે ગાંડી, કેટકેટલી વખતે પપ્પાએ આ નાણું સંઘર્યું હશે ! ને એમ તે કંઈ કાઢી નખાય !'

'કાઢી જ નાખવુ' છે, સગુણ !' સ્વાતિએ સગુણ ઉપર પોતાના હૈયાનુ સમસ્ત બળ મૂકતાં કહ્યું: 'તું મને આમ છેતરીશ એ નહિ બને. મારા ઘરમાં આ ભય જોઈએ જ નહિ. શા માટે મારે— ભગવાને આટલું બધું આપ્યુ છે ને જીવનમાં આ પાપનું પોટકુ સઘરી રાખવું? સંઘરી રાખવાનો અર્થ પણ શો?... તું કોઈ ધંધામાં એનો ઉપયોગ કરવા માગતો હોય, તો પણ મને હવે એ પસંદ નથી. આવું બધુ ભેગું કરીને ને ઉજાગરો વધારીને તારે કરવું છે શું?' ને એકની એક વાત કર્યા કરી: 'બે જણ વચ્ચે બે મોટરો છે—કારખાનાની તો જુદી વળી. ઉપરાંત, જરઝવેરાત છે. પછી તારે કેટલું હજી વધારવું છે?'

સગુણે રમૂજભરી એક મધુરી વાત કરી :

'આપણ બે હવે બેનાં બે તો નથી રહેવાનાં ને? ચાર વર્ષ સુધી મોજ કરી એ કંઈ હવે ઓછી નથી.'

'ચાર થઈશું, પછી શું?' સ્વાતિનો અવાજ જેટલો ભર્યો ભર્યો હતો એટલો જ એમાં મક્કમતાનો રણકો હતો. ઉમેર્યું: 'ભલે તું આને પાપ ન ગણતો હોય, બાકી ભય તો છે જ છે. ને એ મારે વારસામાં મારાં સંતાનોને નથી આપવો, સગુણ...'

અને પછી સ્ત્રી પાસે જે છેલ્લામાં છેલ્લું હથિયાર છે એનો એણે એક દિવસ ઉપયોગ કર્યો: 'આ કાળું નાણું ચાર દિવસમાં કાઢ. નહિ તો પડ્યો રે' તું એકલો આ કાળાં નાણાં ઉપર નાગ બનીને.'

'ને તું?'

'પિયરમાં, ને નહિ તોય મારા નામનો બંગલો ક્યાં નથી?'...

સગુણ હવે પામી ગયો કે સ્વાતિ ભલે પોતાને છોડીને પિયરમાં યા પોતાના બંગલામાં અલગ રહેવા ન જાય; બાકી એનામાં આ

અણગમો, ભય અને કાળાં નાણાં તરફનો તિરસ્કાર જે કાયમ જેવાં થઈ રહ્યાં છે, તે તો હવે કાઢયે જ છૂટકો.

પણ કાઢવાનો નિર્ણય કર્યા પછી જ સગુણને ખબર પડી : પાપ યા ગુનો કરવાં સહેલ છે, પણ ભૂસવાં મુશ્કેલ છે!

એમાં વળી મથીમથીને નિર્ણય કર્યો કે પિતાના એક વારના વતનમાં એમના નામની એક કૉલેજ કરાવવી ને એમાં આ નાણું વાપરી દેવું; થોડુંક પોતે પણ ઉમેરવું. પણ એમાંય સ્વાતિએ વાંધો લીધો: દુનિયા ભલે ન જાણે, પણ આપણે તો જાણીએ છીએ કે કાળાં નાણાંની કૉલેજ છે!

ઉપરાંત સ્વાતિએ કરેલો સવાલ પણ વિચારવા જેવો હતો: 'ને ભવિષ્યમાં કોઈ પૂછશે કે ક્યાંથી આ અઢી લાખ રૂપિયા લાવ્યા? તો?'

આજે આ પક્ષ સત્તા ઉપર છે ને કાલે કાં તો બીજો આવ્યો ને સવાલ ઉઠાવે તો?

સ્વાતિની વાત વિચારવા જેવી હતી: દાન કરવું ને ઉપરથી ઉજાગરો! વળી મુદ્દો પણ એવો કે ભૂંસ્યો ભૂંસાય નહિ.

સગુણે કહ્યું: 'કોઈની સલાહ લઈ જોઈએ—આપણા સૉલિસિટરને પૂછીએ એક વાર, પછી વાત.'

'ના, ના, સગુણ! આપણા બે સિવાય આ વાત કોઈ ત્રીજું માણસ જાણે એ સહેજ પણ મને ગમતું નથી.' સ્વાતિએ સગુણને જાણે વિનંતિ કરી. એની સામે એ જોતી હતી પણ એવી નજરે કેમ જાણે હૈયામાં સોંસરી પ્રવેશીને સગુણની ભીતરમાં પ્રેમની કોઈ કરુણ સૂરાવલી છેડતી ન હોય! ઉમેર્યું: 'સૉલિસિટર આગળ આપણે હલકાં તો પડીએ જ ને!' ક્ષણેક થંભી વળી ઉમેર્યું: 'એમાં આપણું ગૌરવેય ક્યાં રહ્યું પછી?'

સગુણને આવી બાબતમાં હલકાભારેનું કે ગૌરવ–હીણપતનું કશું જ ન હતું ને તે પણ પોતાના સોલિસિટર આગળ તો સહેજ પણ આવું નો'તું રહ્યું. બધું જ ' બિઝનેસ ટેક્નિક'ની ઢાલ નીચે ગૌરવભર્યું બની રહેતુ.'

પરંતુ પત્નીની આ નિર્મળ બલકે, પ્રેમસભર આંખો અને એથીય વધારે પ્રેમભીનો એનો અવાજ સાંભળી સગુણ અંતરમાં ક્યાંક ઊંડો ઊંડો ઊતરી રહ્યો....

એણે પત્ની તરફ એવી નજરે જોયું—કેમ જાણે પોતાનાં આ કાળાં નાણાંથી ભરેલા મકાનમાં કોઈ ભાવનાની મૂર્તિને ભૂલી પડેલી જોતો હોય !

પોતાને જાણે પહેલી વાર જોતો હોય એ રીતે તાકતા સગુણની નજર સામે નજર મળતાં સ્વાતિનાં નેણ ભરાઈ આવ્યાં ને સ્રવવા લાગ્યા.

તો સગુણનાં નેણ પણ ક્યાં સાવ કોરાં હતાં !

આટઆટલો પૈસો છતાંય જીવનમાં આજ પહેલીજ વાર કૃતાર્થતા અનુભવતાં સ્વાતિને એણે છાતીએ ભીડી—પત્નીને નહિ, ધન્યતાને આલિંગતો હોય એવા ભાવથી.

ને ત્રીજી સવારે હાથમાં છાપું ને ટેબલ તરફ ડગ ભરતો સગુણ ચા બનાવી રહેલી સ્વાતિને સંભળાવતો હોય એ રીતે વાંચતો હતો: 'કોઈ અજાણ્યા દાતા તરફથી ગુજરાત તથા બિહારના દુકાળ ફંડમાં મળેલું રૂપિયા અઢી લાખનું અજોડ દાન !'

ને સ્વાતિ તરફ પછી એવી નજરે જોયું કે—

તો પતિ સામે કૃતકૃત્ય નજરે તાકી રહેલી પત્નીનું પ્રણયદાન પણ સગુણ માટે કયા અજોડ નહોતું !

★

# એક હાર્ટ-ફેઈલ બે

સાધારણ સંજોગોમાં આ ટેલિફોન ઑપરેટર યુવતી ટ્રંકકૉલના સમાચાર જાતે જ સાહેબને આપતી હતી, પણ જ્યારથી સાહેબ ચૂંટણીમાં હાર્યા હતા ત્યારથી એ બને ત્યાં સુધી સાહેબ પાસે જવાનો પ્રસંગ ટાળતી હતી.

આજે પણ એ સાહેબ પાસે જવાને બદલે બાજુની ઑફિસમાં જઈ સેક્રેટરીને જ સમાચાર આપી આવી: 'મુંબઈથી ટ્રંકકૉલ છે. કોઈક મિ. સિંધિયા, સાહેબ સાથે વાત કરવા માગે છે.'

સેક્રેટરી પણ એક યુવતી હતી, પણ એને ય આજકાલ સાહેબ પાસે જવામાં ઉમળકો નો'તો રહ્યો. એને જો કે વિચાર પણ આવ્યો હતો: ઑપરેટર યુવતીને જ કહે: 'તમે જ સાહેબને કહી આવોને.' પરંતુ મૂળમાં એને આ ઑપરેટર યુવતી સાહેબ પાસે સીધી જાય એ નો'તું ગમતું, પછી પોતે જ એને સામેથી કેવી રીતે કહી શકે, 'તું જ સાહેબને, ખબર આપ!'

સેક્રેટરી યુવતીને કમને ઊઠવું જ પડ્યું, ને કચવાતે મને ઑફિસ બહાર નીકળી લાંબી એક ઓસરી વટાવી બાજુના બંગલામાં ભાંગેલા પગે જવું પડ્યું.

પહેલાં તો એ સાહેબના રીડિંગ રૂમમાં રણઝણતી ચાલે પ્રવેશી

જતી પણ આજે એણે બારણામાંથી ઝાંખીને જોયા પછી પગમાંનાં ઝાંઝર હરાઈ ગયાં હોય તે રીતે ખચકાતી ચાલે પ્રવેશ કર્યો.

હાથમાં પેપર ને સોફામાં ઢળેલા સાહેબને સમાચાર આપ્યા તે પણ શોકવાન સૂરતે : 'મુંબઈથી સાહેબ ટ્રંકકોલ છે.'

'કોનો છે?' સાહેબ સાચે જ આ ટ્રંકકોલની બલાથી હવે કંટાળ્યા હતા.

આજકાલ કરતાં ચૂંટણીમાં હાર્યે આઠ-દસ દિવસ થયા હતા છતાંય હજી ખરખરો કરનાર લોકો આવ્યે જતા હતા. ટ્રંકકોલ પણ એટલા જ આવતા હતા – શરૂશરૂમાં ખરખરાના ને હવે આવતા હતા હારવાનાં કારણોના !

'મિ. સિવિયા કરીને છે કોઈ.' આ માણસને પોતે નથી ઓળખતી ને સાહેબને એ ઓળખાણ નથી આપી શકતી એવા અફસોસનો રણકો સેક્રેટરીના અવાજમાં ચોખ્ખો હતો.

પણ સાહેબ પોતે સેક્રેટરીનો અફસોસ નિવારતા હોય એ રીતે બોલ્યા : 'ઓ ! બરણીવાળાનો નવો સેક્રેટરી.' ક્ષણેક પછી કહ્યું : 'કે' એને કે બહાર ગયા છે, મોડેથી કરે. કંઈ જરૂરી હોય તો જાણી લેજે તું જ સેક્રેટરી પાસેથી.'

બરણીવાળા, સાહેબના એવા જિગરજાન દોસ્ત હતા કે સાહેબના ઘાટીઓ ને રસોયો સુદ્ધાં ઓળખતા હતા પછી સેક્રેટરી કેમ ન ઓળખે ?

બરણીવાળા આમ તો મુંબઈમાં જ રહેતા હતા પણ ધંધાર્થે અવારનવાર અહીં દિલ્હી આવવાનું થતું હતું. જો કે દિલ્હીમાં પણ એમનો બંગલો ચાલુ જ હતો પણ ઝાઝે ભાગે એ સાહેબને ત્યાં જ પડ્યા પાથર્યા રહેતા હતા. સાહેબ પણ બાળબચ્ચાં દેશમાં હોઈ અહીં તો જાણે ફક્કડ જ હતા. ને બરણીવાળા એમની જાણે એકલતા ટાળતા હતા.

આ છેલ્લી ચૂંટણી વખતે આ બે દોસ્તો સંપ કરીને લોકસભા માટે ઊભા હતા, બલ્કે સાહેબે જ આ પૂંજીપતિ દોસ્તને પણ ઊભો રાખ્યો હતો. એટલે સ્વાભાવિક રીતે જ આ બે મિત્રો સાથેના સાથે રહેતા હતા ને પ્રચાર અંગે તુક્કા અને તરકીબો વિચારતા હતા, ઉપરાંત એક બીજાના મતવિભાગો દૂર દૂર હોવા છતાં ય ઝાઝે ભાગે બેઉ જણ સાથે સાથે જ કરતા હતા વળી કોઈ જાણીતી પ્રતિભાને પ્રચાર અર્થે લઈ આવતા તો એને પણ વગર કહ્યે જ સમજાઈ જતું.

પણ ગુરુ હાર્યો ને ચેલો જીત્યો! પછી તો આ મિત્રોની વચ્ચે એક એવો પડદો ઊભો થતો આવતો હતો કે–

સેક્રેટરીને નો'તું સમજાતું સાહેબ હાર્યા એમાં બરણીવાળાનો શો દોષ કે હવે એ એમના ટ્રંકકૉલ હોય તો પણ ટાળે છે ને કહેવડાવે છે, 'બહાર ગયા છે!'

સાહેબ પણ આખર તો એક મુત્સદ્દી માણસ હતા. સારી પેઠે સમજતા હતા કે દૂધમાંથી પોરો નીકળે તો જ બરણીવાળાનો દોષ નીકળે. છતાં ય કોણ જાણે કેમ એવો તે એમને ક્ષોભ આવી ગયો હતો કે પક્ષના અને પ્રધાનમંડળના અનેક મિત્રોની સાથે–ખુદ બરણીવાળા સાથે પણ ઉમળકાથી કે સ્વેચ્છાથી નો'તા હળીભળી શકતા.

એનો અર્થ એમ નથી કે મોં છુપાવતા ફરતા હતા, બલકે મોં તો પહેલાંના કરતાંય વધારે લાલ રાખતા હતા. પોતાની જાતને ઠપકો કરતાં કહેતા, 'એમાં શું થઈ ગયું? હરીફાઈ શાનુ, નામ? પે'લેથી જ નક્કી છે કે એક જણ જીતવાનો છે. જો કે 'હું જીતવાનો છું,' એમ માનવા છતાં ય હારવાની ગણતરી પણ મનમાં તો હોય જ છે. એટલે જ તો શક્તિનો ને નાણાંનો વ્યય આંખો મીંચીને કરીએ છીએ ને?... પછી તો જેતું જેવું લક!'–

ને બરણીવાળા માટે અંતરમાં ક્યાંક દુઃખ થતું હતું એનું પણ એ પોતે નિવારણ કરવા મથતા હતા : 'એ શું કરે બિચારો ! તને તો ઊલટો એવો ફાંકો હતો કે હું જ એને જિતાડીશ. જિતાડ્યો પણ ખરો પણ આપણે પોતે હારી ગયા એટલે, એમે ય કેમ કહી શકીએ કે મેં તને જિતાડ્યો દોસ્ત...'

ગમે તેમ પણ બરણીવાળા લોકસભામાં જઈને બેસશે ને પોતે બહાર લટકતો રહેશે એ ખ્યાલ સાહેબને એવો તો કોચતો કે–

ને બરણીવાળાની ને પોતાની વચ્ચે પડનાર અંતર અત્યારથી જ પાડી લેવું કે પાછળથી પછી ઝાઝો વસવસો ન રહે. આ પ્રકારનું એમનું માનસ થતું જતું હોય તો ના ન કહેવાય.

આ સ્થિતિમાં પણ સાહેબે ઇચ્છયું હોત તો બરણીવાળા આગળ ઊંચી ડોક રાખી શક્યા હોત ને એની આગળ મુરબ્બીપણું પણ ચૂંટણી પહેલાં રાખતા હતા એવું નિઃસંકોચ રાખી શકત.

ખુદ બરણીવાળા જ કહેતો હતો ને માનતો હતો કે પોતે જીત્યો છે એ સાહેબની તરકીબો અને સલાહસૂચનોને જ આભારી છે. હજી ય એ તો બિચારો સાહેબની પાસેથી ટ્યૂશન લેવા માગતો હતો : કેવી રીતે પક્ષમાં આપણું વર્ચસ્વ જમાવવું ને લોકસભામાં કઈ હિકમતથી આગળ આવવું'

પણ સાહેબ પોતે એવા તો દુણાઈ ગયા કે બરણીવાળાને પોતાને પણ ડર પેઠો હતો : પૂછવા જશે તો અવળું પડીને ઊભું રહેશે !

પરિણામ બહાર પડ્યું એ દિવસની જ વાત કરીએ તો બરણીવાળાએ સાહેબ આગળ અફસોસ કરતા કહ્યું હતું : 'એમાં અફસોસ શાનો સાહેબ ! લોકસભા રચાઈ ત્યારથી તમે સભાગૃહ ગાજવતા આવ્યા છો તો કોઈવાર વળી આમ પણ હોય !'

ને સાહેબ અહીં બરણીવાળા ઉપર એવા છેડાઈ પડ્યા ! કે' છે: 'તમે જીત્યા છો એટલે આવી સુફિયાણી વાતો સૂઝે છે, સમજ્યા ? જો હાર્યા હોત તો દેખાડત હું કેવડું મોં થઈ ગયું હોત !'...

તો એક વાર એણે સાહેબના આ વલણને અનુરૂપ વાત કરી, 'ભાઈ ગમે તેવાને ય લાગી આવે. સામી પાર્ટીનો ઉમેદવાર ત્રણ ટકાનો હતો છતાંય જીતી જાય ને તમારા જેવો વર્લ્ડ ફેઈમસ માણસ એની આગળ હારી જાય એય એક નામોશી તો ખરી જ ને ?'...

ને આ વાતે ય સાહેબને તો વાંકી પડીને ઊભી રહી. કહેવા લાગ્યા: 'અક્કલ વગરના છો બરણીવાળા તમે, મને કંઈ ત્રણ ટકાનો માણસ ઓછો હરાવી ગયો છે ? ખુદ આપણા પક્ષે મને દગો દીધો છે. આપણે જાણીએ કે બરણીવાળા આપણા માટે પ્રચાર કરે છે, પણ અંદરખાનેથી બરણીવાળા પોલા હોય એની આપણને શી ગમ પડે'...

બરણીવાળા પોતે પણ સમજતો હતો કે સાહેબ મારું નામ માત્ર દાખલા તરીકે જ લે છે, છતાં ય એ એટલું તો પામી જ ગયો કે સાહેબને મારા તરફ પહેલાંના પ્રેમનો એક પા ભાગે ય અત્યારે નથી રહ્યો.

આમાં દુઃખની વાત એ હતી કે ઊલટાનો એ જેમ જેમ સાહેબના દુઃખમાં ભાગ પડાવવા જતો હતો તેમ તેમ જાણે દૂર ને દૂર ફેંકાતો જતો હતો.

તો સાહેબને પણ હાર પામ્યાના આ દસેક દિવસ દરમિયાન અનુભવ થઈ ગયો કે પક્ષના આગેવાનો અને સાથી પ્રધાનો પોતાના હારવાથી જેટલા દુઃખી દેખાય છે એટલા જ અંદરખાનેથી ખુશ થયા છે.

પણ આ બધાનો ઉપાય શો હવે! સિવાય કે પોતે કોઈ ખાલી પડેલી જગ્યા ઉપર ઊભા રહે ને ચૂંટાઈ આવે.

ને એટલે જ આજકાલ સાહેબનું સમગ્ર ચિત્તતંત્ર એકાગ્ર બની ભારતભરની નોંધ કરવામાં ને તાગ લેવામાં રોકાયું હતું. કયા રાજ્યમાંથી કયા કયા સભ્યોએ ધારાસભા તથા સંસદ સભાની બેવડી બેઠક મેળવી છે ને કયો સભ્ય કઈ બેઠક જતી કરશે... આ રીતે એમનું ચિત્ત આભમાં ફરતી સમડી પેઠે ભારતના ચારેય ખૂણે ચકરાવા મારતુ હતું, એટલું જ નહિ ચકરાવા મારતી સમડીની ઘ્રાણેંદ્રિય પેઠે સાહેબની બુદ્ધિ પણ એકાગ્ર બનીને રાજ્યે રાજ્યના પવનને સૂંઘતી હતી ને ભાવિમાંથી મડદાની વાસ પકડવા મથતી હતી.

ટૂંકમાં : યેનકેન પ્રકારે સાહેબને સંસદની ચૂંટણી લડવી હતી. ગમે તેવા ભોગે પણ એ જીતવી હતી ને હાથમાંથી સરી ગયેલી લોભામણી નાજની જેવી સત્તા, આબરૂ ને કારકિર્દી ફરી પાછી મળવવી હતી.

એટલે જ તો બે દિવસ ઉપર આવેલા બરણીવાળાએ જ્યારે સાહેબ આગળ પોતાની નિર્દોષતા વ્યક્ત કરતાં સાહેબની અસલ દોસ્તી અને પ્રેમની માગણી કરી ત્યારે સાહેબે—

એ વખતે તો તેમણે આમ જ કહ્યું હતું : 'ના રે ના, તમારો ખાલી ભ્રમ છે બરણીવાળા. હુ હાર્યો એમાં તમારો શો દોષ ભલા.' અને પછી હસીને ઉમેર્યું હતું : 'અત્યારે મારા મનની સ્થિતિ તો તમે જાણો છો! હું મારી પોતાની જાત ઉપર ખાટો છું, પછી તમને હું તમારા તરફેય ખાટો લાગું એ સ્વાભાવિક છે, બાકી અસલમાં એવું છે નહિ.'

આ પછી તો સાહેબ પક્ષની કારોબારીના આગળ પડતાં સભ્ય હોઈ મીટિંગોમાં પડ્યા હતા ને નવો નેતા ચૂંટવામાં એવા મશગૂલ બન્યા હતા કે હાર પણ જાણે ભૂલી ગયા.

અલબત્ત હાર ભૂલી ગયા એનો અર્થ એ રીતે કે નવી જીત મેળવવામાં મદદરૂપ થઈ શકે એવા જ નેતાને એ વડા પ્રધાનના પદ માટે ચૂટવા માગતા હતા ને એ રીતે એ હાર ભૂલીને કારોબારીની મીટિંગોમાં મશગૂલ બની રહ્યા.

ને એય જ્યારે પતી ગયુ ને નવા નેતાની ચૂંટણીમાં પોતાને કઈ ખાસ ન મળ્યું ત્યારે વળી પાછા સાહેબ એકાકી ને ખાટા સરખા બની રહ્યા.

એમાં વળી બરણીવાળા આવી આવીને સંસદમાંની ભરી ભરી સભાઓની વાત કરવા લાગ્યો એવા રસથી ને એવા ઉલ્લાસથી કે—

બિચારો બરણીવાળા ! એને તો એમ હતું કે સૂના બની રહેલા આ મિત્રને સંસદનો રિપોર્ટ સંભળાવી ખુશ કરે ! પણ ખુશની ક્યાં વાત. બરણીવાળા દસેક દિવસ માટે મુંબઈ ગયો હતો ને સૂના પડેલા સાહેબે તો એના પર સણસણતી ગોળી જેવો એવો તો પત્ર લખ્યો—

અલબત્ત પત્ર આમ તો ટૂંકો જ હતો. લખ્યુ હતુ:

પ્રિય ભાઈ બરણીવાળા,

તમે મને રોજ ચાલી આવીને સસદની કાર્યવાહી સંભળાવી જતા હતા પણ એટલુ તમે સમજતા નથી કે મને જો એમાં રસ જ હોત તો પ્રેક્ષક તરીકે ગેલેરીમાં આવી બેસતાં કોઈ મને રોકી શકે એમ ન હતું.

પણ વિચાર કરતા મને લાગ્યું છે કે અજાણપણે ય તમારામાં એક એવી વૃત્તિ કામ કરે છે કે જે સામા માણસને બાળવામાંથી આનંદ લે છે !—

મને ખાતરી છે કે તમને આ વાત આઘાત આપશે. મારું પોતાનું મન પણ ના પડે છે કે બરણીવાળા આવો માણસ નથી.

ને આ બધું ગણીને સેક્રેટરીએ સમાચાર સાંભળ્યા પછી બરણીવાળાના સેક્રેટરીને થોભાવ્યો હતો–સાહેબ હા પાડે તો–

સાહેબ પણ હવે મંજૂર થયા 'અચ્છા.'

ઑપરેટરે લાઈન સાંધી તો સેક્રેટરીએ ફોનની અંદર સામે છેડે ખબર આપી: 'હેલાઉ...સાહેબ બોલે છે.' ને ફટ કરતાકને સાહેબના હાથમાં ફોન થમાવી ઓરડામાંથી છટકી ગઈ. ઑપરેટર પણ સેક્રેટરીનો છાયડો હોય એ રીતે વર્તતી હતી, ને ઓરડા બહાર લપાઈ રહેલી સેક્રેટરી પાછળ એ પણ સંતાઈને સાંભળતી હતી.

સાહેબ બોલતા હતા: 'હા, હું સાહેબ, બોલો.' ને પાંચ દસ પળની શાંતિ પછી એવા જોરથી બરાડો પાડ્યો: 'શું...?' પછી તો એમનો અવાજ પણ વિચિત્ર નીકળતો હતો: 'શું વાત કરો છો? બરણીવાળાનુ હાર્ટફેઈલ થયું? હોય નહિ...' અને પછી સામેની વાત સાંભળતા હોય એવી ઢબે 'હાં...હાં...'નો હુંકારો ભરી રહ્યા, જાણે મગજના ટ્રાફિક ચક્કર ઉપર કોઈ વાહનનું થંભી જવું, તો કોઈનું વળી સડસડ કરતું પસાર થવુ, ચાલતું ન હોય!

ને પછી પ્લેઈનથી પહોંચવાનું અનુકૂળ રહે એ રીતે સ્મશાન યાત્રાનો સમય આપી ફોન બંધ કરી સાહેબ એવા તો શૂન્યમનસ્ક બની રહ્યા જાણે આડી અવળી વાહનોની ગતિ એકબીજાથી અથડાઈ જવાની બીતિથી પોઈન્ટ ઉપર આવી બેઉ બાજુથી થંભી ગઈ ન હોય!

ઑપરેટર પણ સેક્રેટરીની પાછળ જ ચાલતી થઈ ઑફિસ તરફ–ફોન લેવાનું બંધ રાખીને.

તો સાહેબ વળી હંમેશની આદત પ્રમાણે બેઉ હાથ પાછળ રાખી ટહેલતા ગયા ને વિચારતા ગયા: 'ના રે ના, આપણો પત્ર કાંઈ એવો નહોતો કે હાર્ટફેઈલ થઈ જાય... હા, પોતાની ભૂલ સમજાઈ હોય ને આઘાત જો પહોંચ્યો હોય તો બનવા જોગ છે. પણ એવું ય

કઈ સેક્રેટરીની વાત ઉપરથી નથી લાગતું. કે' છે ને કે આવતી કાલે તો એ અહીનાં રોકાણો બંધ કરીને પ્લેઈનમાં પાછા દિલ્હી આવવાના હતા પણ ટિકિટ કઢાવવાની સૂચના આપ્યાને અડધો કલાક તો થયો ય નહિ ને...

વિચારની દોરી કાપતાં સાહેબ મનોમન બબડવા લાગ્યા: 'ગમે તેમ પણ બરણીવાળાએ જે કામ જીવતાં ન કર્યું એ એણે મરીને કર્યું એમાં તો કોઈ શક જ નથી... હવે તો આ આપણા રાજ્યમાં સીટ ખાલી પડી છે, પછી મને કોણ રોકનાર છે...ભગવાન પણ ન રોકી શકે–ઊલટી એણે તો બિચારાએ મારા માટે આ સીટ ખાલી કરી આપી છે.'

વિચારો સાથે સાહેબની ચાલ વધવા લાગી...સેક્રેટરીને મુંબઈની પ્લેઈનની ટિકિટ માટે કહેવુ હતું એ પણ ભૂલી ગયા ને વિચારની ગતિ એટલી બધી પડી કે વિચારવાને બદલે પોતે હવે બોલવા લાગ્યા એનો પણ ખ્યાલ નો'તો રહ્યો :

'દુશ્મનો બધા રાજી રાજી થયા હતા પણ–એક રીતે તો સારું જ થયું છે. લૂટાયા પણ ચોર તો જોવા મલ્યા છે ને.. દેખો હવે મઝા આવી ગઈ એમ જ સમજો ને...?'

અને અહીં આનંદના અતિરેકમાં સાહેબ વધારે ઊંચા ઘાંટા પાડવા લાગ્યા : 'હવે તો બસ એકાદ બે અઠવાડિયાં જવા દઈને જ લોકોનાં મન ચેન કેન પ્રકારે એવાં તો જીતી લઉં કે—

ઑફિસમાં પહોંચવા છતાં ય કાન અહી રાખી રહેલી સેક્રેટરી પણ સાહેબના આ અવાજથી વિચારમાં પડી ગઈ હતી : 'કોની સાથે વાત કરે છે ?...'

પણ એ ય જાણતી હતી કે બંગલામાં નોકરો સિવાય બીજું કોઈ નથી પછી કોની સાથે વાત કરવાના હતા ?

ને એટલે જ એને ભય લાગ્યો : મિત્રના વિજોગને લીધે સાહેબના મગજ ઉપર કશી અસર તો નહિ થઈ હોય !

એ ઊભી થઈ ને વળી પાછી દબે પગે ઓરડા આગળ જઈ ઊભી. છાંયડા સરખી ટેલિફોન ઑપરેટર પણ ઑફિસના દરવાજા આગળ આવી ઊભી—બેઉનાં હૃદય—ભયભર્યાં પારેવાં જાણે !

આ બાજુ પર નોકરો પણ બિલ્લીનો ડર ધરી દરમાં ઉંદર ડોકાય એ રીતે પડદા આડેથી ડોકાઈ રહ્યા...

જોર જોરથી બોલી રહેલા સાહેબે આનંદના અતિરેક સરખો બરાડો પાડ્યો : 'આવી ગયા ! આવી ગયા ! આ સાથે જ એ જમીન ઉપર બેસી ગયા. બેસતાં જ ઢળી પડ્યા. એક બાજુએથી સેક્રેટરી તથા એના ઇશારે ઑપરેટર પણ ધસી આવી તો બીજી તરફથી રસોયો અને નોકરો પણ દોડી આવ્યા !

એ લોકોએ સાહેબને પલંગમાં સુવડાવ્યા ત્યાં તો ફોન ઉપર ખબર મળતાં ડૉકટર પણ હંકારી આવ્યો. પણ !

ડૉકટરે ય—નિરર્થક ઉપચારોને અંતે—એટલું જાણે કહેવા માટે જ આવ્યો હતો : 'હાર્ટ ફેઈલ ! ખલાસ !'



## ૧૫

# પેટનું ચાંદું

જુવાન છતાં ય બીમારીએ બુઢ્ઢા બનાવી દીધેલા એ બેકાર મજૂરના જીવનનો આજકાલ એક જ શિરસ્તો હતો : સવારની ચા પીધી ન પીધી ને છાપરા સામે આવેલી સડક ઉપરનાં વૃક્ષો નીચે જઈ પહોંચવું. ને પહોંચ્યા પછી ઠંડી ઠંડી એ ધૂળ ઉપર અંગની પથારી પાથરી દેવી. કે છેવટ પછી પીપળ આંબલીના થડની સાથે કાયાને ટેકવી લેવી.

અને પછી એંસી ફૂટની આલીશાન એ ઊભી સડકે નજરને બસ છૂટી છોડવી...

જો કે મહિના પહેલાં તો સડક ઉપર આ રમતીભમતી નજર પણ જાણે બેધ્યાન માના ખોળામાંથી નીકળી પડેલા બાળક જેવી જ નાદાન હતી, ને ઓવારણાં લેતાં ઊંચાં ઊંચાં વૃક્ષો નીચે સર્યે જતી કે વહી આવતી મોટરો તરફ અર્થ વગર જ જોયા કરતી.

એ વખતે ચિત્તની સ્થિતિ પણ ભાડે ફરતી રિક્ષાની જેમ અહીંથી ત્યાં બસ ભટક્યા જ કરતી–સવાલ સાથે : 'ક્યાં જાઉં તો મારા જોગી નોકરી મળે ?'...બલા જાણે પેટમાં ચાંદું ને ગૅસ છે કે નહિ એ તો, પણ દુઃખે છે ને કામ નથી થતું એટલે દાક્તરની વાત માન્યા વગર છૂટકો જ ક્યાં છે !...કોક મિલમાં પે'રાની કે પગીની નોકરી મળી હોય તો પૈસા ય મળત ને દવા ય કરાવત.

દાક્તારે તો કહ્યું છે બાપડાએ કે આરામ લઈશ ને દવાને બદલે દૂધનો મહાવરો રાખીશ તો તારા જીવને કશુ જ જોખમ નથી થવાનું !

ને આ યાદ સાથે—બળેલી દોરડીના આંબળા સરખો એનો રમૂજી સ્વભાવ એક દિવસ તો બોલી પણ પડેલો : 'ભલા આદમી ! કોઈને જો મૂછો હોત તો કાકા ન કે'ત ! પૈસાના જ સાસા છે. ને દૂધે ય હવે તો દવા જેટલું મોંઘું થયું છે ! હા, નોકરી જો મળી હોત તો છેવટ પાશેર અડધોશેર દૂધે ય મળત ને'—

ને વળી એનું ચિત્ત, રિક્ષા પેઠે ઊપડતું ને મિલએરિયા તો વળી નવાં બંધાતાં મકાનો ફરતુ ફર્યા જ કરતું—

મકાનોના બાંધકામમાં તો કડિયાકામ કરતી પત્નીની લાગવગથી ચાર—છ મહિના પગીની નોકરી મળી પણ હતી.

આ યાદ સાથે વળી એ બબડ્યો 'પણ અક્કરમીનો પડિયો કાણો ! વહુને ને મિસ્ત્રીને લડાઈ થઈ એમા આપણી નોકરી ય નીકળી ગઈ. સારું થયું કે વહુને વળી બીજે ઠેકાણે કામ મળ્યું. નકર તો—આપણું દૂધ તો સૂઈ ગયેલું છે એ પણ રોટલાના ય સાસા થાત ને આ એક વરસનું છોરું ય બાપડું ધાવણ વગર મરવા પડત !'

અને આમ બેઠા બેઠા નોકરીની શોધ ચાલતી હતી એવામાં જ એંસી ફૂટની આ સડક ઉપર સવારના પો'રમાં ફરવા માટે નીકળી પડતા શેઠ લોકોના કૂતરા અને કૂતરાઓની તહેનાતમાં રહેતા નોકરોને જોઈને આ બીમારનું ચિત્ત, નોકરીની શોધમાં ફરવું રખડવુ પડતું રાખી આ જ એક બાબત ઉપર એવુ તો ચોંટયુ હતું કે એણે તો પેલા નોકરો સાથે ભાઈબંધી પણ બાંધવા માંડી. પાંચ દસ પૈસાની બીડીઓનો ધુમાડો પણ કરી નાખતો...

અને જ્યારે આ કૂતરાના નોકરો, આરામભરી નોકરી ને કૂતરાની સાહ્યબીની જાત જાતની વાતની વાતો કરતા ત્યારે તો આ બીમાર

જુવાનનું મન આ નોકરી માટે એવી એવી કલ્પના કરતું જાણે જીવનમાં આ ખટમીઠ્ઠી પીપરમીટ જેવી નોકરી હોય ને સ્વર્ગમાં ન વિહરતો હોય !

એને તો આ લોકો પાસેથી સાંભળવા મળતી કૂતરાઓની ખાસિયતની ને હોશિયારીની વાતો પણ કોઈ પરિકથા સાંભળતાં હોય એટલી હદે રસિક લાગતી. ને આવા સમજુ કૂતરાઓને કેળવવાના તુક્કા પણ એને જાત જાતના સૂઝતા હતા.

પછી તો એણે નોકરો સાથે દોસ્તી ગાઠી ને પોતાના દર્દની એમને વાત પણ કરી. ને નોકરી માટે વિનતી પણ કર્યે રાખી : 'ક્યાંય આવી નોકરી હોય તો ગોઠવી દો ને મને ય દોસ્ત... નોકરીમાં તો જરા સરખી ય કે'વત નહિ આવવા દઉં હાં.'

આ લોકોએ પણ એને ખરા દિલથી આશા આપી, ક્યાંકને ક્યાંક નોકરી એને મળવાની હોય એ રીતે પાઠ પણ એને ભણાવતા હતા : 'શેઠ પૂછે તો કે'વાનું કે પારસીઓના ને ગોરાઓના કૂતરા મેં સાચવેલા છે...'

જુવાનને પણ આ લોકોની વાતોથી એવી આશા બંધાઈ હતી કે-સામેની હોટેલમાં દેવું કર્યાંનો પત્નીને હિસાબ આપતાં કહ્યા કરતો : 'તું જો તો ખરી, કોક શેઠિયાને ત્યાં કૂતરાની નોકરી મળી જાય તો જગ જીત્યા સમજી લેવું.'

પત્ની કહેતી : 'જગ તો આમાં શું જીતવાના છો પણ નવરા બેઠા તમારો જીવ ઉમાયા કરે છે–'

પત્નીના સૂરમાં નિરાશા જોઈને પતિ બોલી ઊઠતો : 'હા હા, જગ જીત્યા ! તને ખબર નથી. પારસીઓના કૂતરા તો ઠીક પણ હિંદુઓમાં માંસમચ્છી ન ખાતા હોય એમના કૂતરાને તો દિવસનું એટલું બધું દૂધ મળે કે હું તો એ વાત માનતો જ નો'તો કે કૂતરાને

આ શેઠિયા લોકો ચચ્ચાર બાટલીઓ દૂધ પાતા હશે. પણ કૂતરાના નોકરો તો કે'છે કે ચચ્ચારની ક્યાં વાત, જેટલું દૂધ કૂતરાને પીવું હોય એટલું દૂધ પાનારા શેઠિયાઓ પડ્યા છે બોલ કે'વું છે હવે કાંઈ ?'

બંગલાઓના બાંધકામમાં પાણીની પેઠે આ શેઠ લોકો પૈસા ખર્ચતા હતા એ આધારે પત્નીનેય થતુ હતું કે પાળેલા કૂતરાને આ લોકો મનમાન્યુ દૂધ પાતા હોય એમાં કંઈ નવાઈ નથી. ઉપરાંત એ પોતે પણ કરવા આવતા શેઠિયાઓના આ અલમસ્ત કૂતરાઓને ક્યાં નોંતી જોતી ? પતિની વાતમાં હુંકારો પણ ભરતી હતી: 'હાસ્તો, કૂતરા કાંઈ હવા ખાઈને ઓછા આવા મગરમચ્છ જેવા રે'તા હશે!'

પણ કૂતરાઓના દૂધની આ વાત કરતાં પતિને રાજીના રેડ થતો જોઈને પત્નીને એવું તો ક્યાંક દુઃખ થતું કે મનમાં મનમાં કહેતી પણ હતી: 'દૂધની વાત કરતાં એ રાજી કેવા થાય છે! જાણે કૂતરાના પેગનું દૂધ એના પેટમાં ન આવતું હોય!' એણીએ તો મન સાથે નક્કી પણ કર્યું હતું 'માતાજી કરે ને એને જો નોકરી મળે તો એ પૈસાનું એને દૂધ જ પાવું ને ઘરનું આપણે ચલાવીએ છીએ એમ ચલાવ્યા કરવું.'

ને એક સાંજે પતિએ એને એવા સૂરમાં વધામણી ખાધી કે થાકીપાકી પત્નીનો અડધો થાક તો વાત સાંભળતા પહેલાં જ ઊતરી ગયો.

પતિ કે'છે 'માતાજીનો હુકમ તો—કૂતરાની નોકરી કાલે આપણને મળી જાય... એક શેઠિયાએ જૂના નોકરને રજા આપી છે ને આ નોકરને કહ્યું છે કે કોઈ માહિતગાર માણસ હોય તો લઈ આવજે.'

એણે પછી પરદેશથી આણેલા આ કૂતરાનો ઇતિહાસ પત્નીને સંભળાવતા કહ્યું કે શેઠની મા મરજાદી છે ને બંગલાના ઝાંપામાં પણ માંસ-મચ્છી લાવવાની મના કરી છે. અંતમાં ઉમેર્યું: 'એટલે

આ શેઠને એવા ગમવાળો નોકર જોઈએ કે આ માંસમચ્છી ખાનારા કૂતરાને હિન્દુ લોકોના રોટલી, ભાત ને દૂધ ઉપર ચઢાવી શકે.'

પત્નીને પતિના ઉત્સાહનો અડધો ઉત્સાહ પણ ન ઊમટ્યો. કહ્યું તે પણ ઢીલા સૂરમાં: 'આ કૂતરો પેલા નોકરથી જો દૂધ-રોટલી ઉપર ન ચઢ્યો તો તમે કેમ કરી ચઢાવશો?'

'તું જો તો ખરી! એક વાર મને નોકરીએ તો ચઢવા દે!'

અલગત્ત પતિના હાથમાં કોઈ ઉપાય તો ન જ હતો. પણ એને ક્યાંક શ્રદ્ધા હતી: લાખ ઉપાય કરીને ય એ કૂતરાને દૂધ ઉપર ચઢાવશે.

અને જ્યારે એ બીજી સવારે પેલા મારફતિયા નોકર સાથે શેઠ પાસે ગયો ત્યારે વાત પણ એણે એવી રીતે કરી!

કે' છે: 'મને સાહેબ અનુભવ નહિ હોય તો હું એને દૂધ ઉપર કેવી રીતે ચઢાવીશ?' ને આ પછી એણે શેઠને વિશ્વાસ બેસે એ રીતે સાચાં ખોટાં ગપ્પાં પણ લગાવ્યાં: 'પે'લાં મે વડોદરામાં કૂતરાની નોકરી કરી છે ને હમણાં ય સાહેબ અમારા છાપરામાં અમે એક દેશી કૂતરી પાળી છે એટલે કૂતરાના સ્વભાવની મને ગમ છે સાહેબ.' ઉમેર્યું: 'આ કૂતરી સાહેબ આજે ય મારા છાપરે પડી રે' છે. એ જો ક્યાંકથી હાડકું લાવી હોય ને હું કહું કે કાઢી નાખ તો મોંમાંથી કાઢ્યા વગર રે' જ નહિ સાહેબ. પણ શરૂ શરૂમાં મારે એને હાડકું કઢાવવા રોટલા જેવું કાંઈક નાખવું પડતું. ને પછી તો એ મારો હુકમ માનતી થઈ ગઈ છે સાહેબ'

'એમ!' શેઠાણીને પણ નવાઈ લાગી.

જ્યારે શેઠે તો એને નોકરી ઉપર જ ચઢાવી દીધો. 'જા તો, ચઢી જા નોકરી ઉપર. કૂતરો તેં જોયો છે ને વરંડામાં બાંધેલો છે.'

'જોયો છે સાહેબ.' એને તો વળી એમે ય કહેવું હતું કે મને એ જાણે ઓળખતો હોય એ રીતે જોતો'તો (આમાં જો કે મૂળ વાત એ હતી કે આ જુવાને જ કૂતરા સામે એવી રીતે જોયું હતું કે એ જાણે એનો કોઈ બેલી ન હોય!)

નોકરને પગ ઉપાડતો જોઈ શેઠાણીએ શેઠને કહ્યું. 'એના પગારનું તો નક્કી કરો.'

શેઠના પહેલાં જુવાને કહ્યું: 'ના બેન એક વાર મને બે–ચાર દા'ડા જોવા દો ને પછી મારું કામ જોઈને બાંધજો પગાર.'

'નહિ નહિ, ઊભો રહે. તારું નામ શું છે?' શેઠે પૂછ્યું.

'ગુમાન, સાહેબ.'

'જો, અમે કૂતરાના નોકરને ચાળીસ રૂપિયા આપીએ છીએ. જમવાનું તારે ત્યાં સમજ્યો? વહેલી સવારે આવવાનું. કૂતરાને ફેરવી આવ્યા પછી એને તારે દૂધ વગેરે પાઈને નવરાવવાનો. ને બપોરે એ આરામ કરે એવામાં તારે જમી આવવાનું. સાંજે વળી ફેરવી આવવો ને રાતે એને ખવરાવી પિવરાવી પથારી પણ કરી દેવી ને પછી તું છૂટો છે.'

ગુમાને કહ્યું: 'મને સાહેબ વખતનો ને પગારનો ય વાંધો નથી. મારું કામ જોઈને આપને જે ઇનામ આપવું હોય એ આપજો. બાકી મને તો આ એક જ લગની લાગી છે કે માંસમચ્છી ખાનાર આ કૂતરાને મારે બામણ વાણિયો બનાવવો; ઉમેર્યું: 'એ ય પુણ્યનું કામ છે ને સાહેબ.'

સાહેબને મનમાં મનમાં હસવું આવ્યું: 'આને બિચારાને ખબર નથી–અમારો એક પારસી મિત્ર તો મશ્કરી કરતાં કહે છે પણ ખરો: 'તમે બ્રાહ્મણ વાણિયાઓએ જ મટન આટલું મોંઘું કર્યું છે.'

ગુમાનની લગનીથી ખુશ થયેલાં શેઠાણીએ કહ્યું: 'બહુ સરસ. જો તું એને દૂધ ઉપર ચઢાવીશ તો સાહેબ તો ઇનામ આપશે જ પણ બા ય તને ખુશ કરશે. ચાલ, હું તને સમજણ પાડું.'

ને ઓસરીમાં આવી શેઠાણી એને સમજાવવા લાગ્યાં: 'જો, બાજુમાં પેલી ઓરડી છે. એમાં આને સૂવાના ઢોલણી અને વાસણ-ફૂસણ મૂકેલાં છે. આવ તને દેખાડું.'

ને શેઠાણી પાછળ ઓરડીમાં જઈ ચારે બાજુ નજર નાખતો ગુમાન એવો તો ચક્કરમાં પડ્યો! આ તો કોઈ શેઠિયાની સાહ્યબી છે કે ચોપગા કૂતરાની છે?

એક કબાટ ખોલી શેઠાણીએ અંદર મૂકેલી દૂધની તપેલી દેખાડતાં કહ્યું: 'આ એનું દૂધ છે. એક થોડુંક એણે પીધું છે. બધું નહિ તો છેવટ અડધું ય તું પાઈ શકીશ તો સમજીશું કે ખરો તું.'

'રોજ આટલું પાવાનું બેન?' ગુમાન તો એ દૂધથી ભરેલી તલાવડી સરખી તપેલી તરફ તાકી જ રહ્યો.

'વધારે પીએ તો વધારે. જેટલું પીએ એટલું. વધારે દૂધ જોઈએ ત્યારે મને કે મહારાજને આગલી રાતે કહી દેવું.' આ પછી બેને કૂતરાનો થોડોક ઇતિહાસ અને ખાસિયતની પણ વાત કરી ને માંસ વગર કેટલો દૂબળો પડ્યો છે એનો એને ખ્યાલ આપ્યો.

'પાઈ જોઉં બેન?' કહી ગુમાને કબાટમાંથી ચાંદી સરખી સ્ટીલની તપેલી લીધી.

'પાઈ જો, પીએ તો.' કહી શેઠાણી ઓરડી બહાર નીકળી જોવા લાગ્યાં.

પણ કોણ જાણે ગુમાનને શો વિચાર આવ્યો કે ફટ એ ઓરડી તરફ પાછો ફર્યો. કે' છે: 'ના બેન. એક ફેરા મને એની જોડે દોસ્તી

કરવા દો. જરા ઓળખાણ થાય પછી વાત.' ને તપેલી મૂકી પાછા ફરતાં પૂછ્યું : 'એનું શું નામ છે બેન ?'

'મૂળ નામ તો મિન્ટો છે પણ બાએ એને વાલ્મીકી નામ આપ્યું છે.'

ગુમાને પોતાની જીભને પકડી લીધી ન હોત તો બોલે એટલી જ વાર હતી : 'આવું શું નામ પાડ્યું છે ! બોલતાં ય ન ફાવે એવું !' પણ તરત જ ખ્યાલ આવ્યો કે આમ કહીશું તો શેઠાણી કાં તો ઝાંપો દેખાડશે. કે'શે : નામ તને નથી આવડતું પછી તું શું એને પલોટીશ.

આ વિચાર દરમિયાન ગુમાનના મગજમાંથી 'વાલ્મીકી' નામની હવા પણ ઊડી ગઈ. પણ ગુમાનનું મગજ આમ તો ફળદ્રુપ હતું. ને શેઠાણીને ફરીથી નામ ન પૂછતાં વિનંતી કરી : 'તમે એને બોલાવો જો બેન. આ નામ એણે પકડ્યુ છે કે હજી નથી પકડ્યુ ?'

શેઠાણીના મગજમાં ચિબાવલાની છાપ ઊઠે એટલી જ વાર હતી, પણ એટલામાં તો પાછળથી શેઠનો અવાજ આવ્યો : 'નહિ નહિ સુલતા. વાલ્મીકી કંઈ બોલતાં નથી ફાવતું. બે જ અક્ષરનું નામ જોઈએ. જો બાની જ પાસે નામ પડાવવું હોય તો બે અક્ષરવાળા નામનું તું એક લિસ્ટ બનાવ ને બા પછી એમાંથી પસંદ કરશે.'

શેઠાણીએ ગુમાનને કહ્યું : 'તો પછી હમણાં તું એને મિન્ટો જ કહેજે !' ને શેઠને કહ્યું : 'બા હમણાં રામાયણ વાંચે છે ને હુ પણ હજી નાહી નથી.' બપોરે લિસ્ટ કરીને બાને દેખાડીશ ! ને નોકર તરફ જોઈ ને વળી કહ્યું : 'હમણાં તું એને મિન્ટો જ કે'.

પણ ગુમાનના મગજમાં તો 'બે અક્ષર'નુ નામ ને વાલ્મીકી, રામાયણ વગેરેનું એવું કંઈક વલોણું ચાલતું હતું કે થોડાક મહિના

ઉપર જોએલી 'લવકુશ' ફિલ્મ પણ યાદદાસ્તમાં ઊપસી આવી ને એનને એણે વિનંતી પણ કરી નાખીઃ 'લવકુશ નામ ખોટું બેન!'

લવકુશ સાંભળીને શેઠ પોતે એવા ખુશ થયા! પત્નીને કે' છે: 'બહુ સરસ સુલતા, બાને તું લિસ્ટમાં રામાયણનાં નામ જ આપજે ને કે'જે પછી કે મને બે અક્ષરનું નામ જ ગમે છે ને છેલ્લે પછી 'લવ' નામ જ પડાવજે.'

શેઠે જતાં જતાં નોકરને સૂચના પણ આપી. 'તું એને 'લવ' કહીને જ બોલાવજે. બા નહિ માને તો હું મનાવી લઈશ.'

કુશમાંથી લવ છૂટું પડતાં ગુમાને ય પેલા બાલવીરોને ભૂલી ગયો કે લવ એટલે પ્રેમ એ પણ એ પામી ગયો.

ને આ જ હવામાં એણે પણ પછી લવ સાથે લવ કરવા માંડ્યો. કૂતરા પાસે બેસી એના લાંબા લાંબા કાન પંપાળ્યા... પાંપણો પસવારી, તો મોં ઉપર પણ મીઠો મીઠો હાથ ફેરવ્યો. ને છેવટ પછી આખાય લવને ખોળામાં એણે ઢાળી લીધો...

કલાકેક પછી ઊભો થયો ને કબાટમાંથી દૂધની તપેલી લાવી વળી એ પાછો લવ પાસે આવી બેઠો.

ગુમાનના મનમાં તો દૂધની ભરેલી તપેલી જોઈ ત્યારથી જ લગભગ નક્કી હતું: 'અડધું કૂતરાનું ને અડધું આપણું!'

પણ દૂધ સાથે અહીં આવી બેઠો એ પછી ખરેખર એ વિચારમાં પડી ગયો. થતું હતું: 'કૂતરો જો દૂધ નહિ પીએ તો દૂબળો જ પડતો જશે! ને શેઠાણી કોઈ વાર છાતી ઉપર ઊભા રે'શે ને કે'શે કે પાઈ જો જોઉં તો ખરી કેટલું એ પીએ છે; તો એ વખતે આખો ય ભાંડો ફૂટી જશે. અરે આડાંઅવળાં રહીને એ તપાસે ય રાખતાં હશે! એમને બીજું કામે ય શું છે? ...એટલે આવી સરસ નોકરી જો અવતારમાં કરવી હોય તો દિલને ચોખ્ખું રાખવું જ પડશે.'

ને અંતે એણે કમર કસતાં નક્કી કર્યું: 'હવે તો આ કૂતરાની આરામવાળી નોકરી ખાતર ગમે તે ઉપાયે ય આને દૂધ ઉપર ચઢાવ્યે જ છૂટકો છે. અને જ્યારે આ કૂતરા આગળ 'લે લવ પી જા દોસ્ત.' આમ કહી ગુમાને દૂધની તપેલી મોં આગળ ધરી ને કૂતરાએ મૂંડી ફેરવી લીધી પછી તો ગુમાનનું મોં એવું તો પડી ગયું!...સોનાની નગરી હાથમાંથી સરી જતી હોય એવું એને લાગવા માંડ્યું. ને સાપનું ગૂંચળું કરડિયામાં અમળાતું હોય એ રીતે એના મગજમાં આ એક વાક્ય અફળાઈ રહ્યું: 'કવી રીતે આ વલાયતી કૂતરાને દૂધ ઉપર ચઢાવવો?'....

બાથરૂમમાંથી નીકળેલાં શેઠાણી ટુવાલ વડે હાથનાં ગોરાં ગોરાં કાંડાં લૂછતાં, બારણામાં આવી ઊભાં.

પણ ગુમાન તો એમને જાણે જોયાં ન હોય એ રીતે બસ કૂતરા સાથે સંવનન કરતો જ રહ્યો: 'જો દોસ્ત, માંસ કરતાં તો દૂધ ઘણાં પગથિયાં ચઢતું છે હોં કે. જોતો નથી તુ? મનેખ કે'જે કે ઢોર કે'જો પણ જનમ દેવાની સાથે ભગવાને ય એને સહુ પે'લાં અમરત જેવું દૂધ આપે છે ને કૂતરાંને ય પે'લવેલું દૂધ આપ્યું છે. નકર જો તારે માંસ જ ખાવું એવું ભગવાનને શ્રેરથી લખેલું હોત તો જનમતામા જ માંસ ન આપત?! લે એક થોડુંક પી...એમ મોં ફેરવ્યે ચાલવાનું નથી. ને હુ તને પાયા વગર છોડવાનો ય નથી...' પછી મારે તને નાછૂટકે ભૂખ્યો રાખવો પડશે. માટે ડાહ્યો થઈને લે જોઉં, લગાવ જોઉં, જીભનો લસરકો!

પણ લવ કંઈ માન્યો નહિ. જેમ જેમ તપેલી મોં પાસે આવતી હતી તેમ તેમ એણે પોતાની ડોક ઊચી ને ઊંચી કર્યે રાખી ને છેવટ એણે ફેરવી લીધી.

'નથી પીતો કેમ?' આમ કહેતાં શેઠાણી બહાર નીકળી આવ્યાં.

'પીશે બેન, હું એને પાઈને જ છોડીશ. ભલે પછી બે–દન કે ચાર દન નીકળી જાય!'

આ સાથે જ ગુમાનને એક તુક્કો સૂઝયો. અને તે એવો મઝાનો કે શેઠાણી અહીં હાજર ન હોત તો એક વાર તો એ લવની આગળ નાચ કરવા પણ લાગી જાત.

ઊભરી આવેલા આનંદને દબાવતાં એણે લવને સવાલ કર્યો: 'બોલ હું પીશ પછી તો તું પીશને થોડુંક.' આ તરકીબમાં રહેલી સફળતાની વાત કરતા શેઠાણીને કહ્યું 'મે બેન મારા છોકરાને આમ કરીને દૂધ ઉપર ચઢાવ્યો'તો.'

શેઠાણીને પણ આ વાત ગમી ગઈ, કહ્યું: 'કરી જો પ્રયત્ન જો પીએ તો.

'જો લવ, કેવું પીઉં છું!'

પણ ગુમાન જ્યા તપેલીમાં જીભ નાખવા જાય છે ત્યાં જ શેઠાણીને ખ્યાલ આવ્યો. બોલી પડ્યાં. 'નહિ નહિ અલ્યા, કૂતરાનું પીધેલું છે. હું તને બીજું–'

પણ ગુમાને તો હવે કૂતરાનુ ખોળિયુ ઓઢી લીધું હતું. બોલ્યો: 'કૂતરાની જાત બહુ શકરી હોય છે. હુ બીજું પીશ ને એને આ પાવા જઈશ તો પીશે જ નહિ બેન.' સ્વગતની જેમ ઉમેર્યું: 'ને એક વાર જો નામુકર ગયો તો પછી વાત બગડી જશે. એનું પીધેલું પીશ તોય પછી એ કાં'તો નહિ પીએ'

'અલ્યા પણ કૂતરાનું પીધેલું!'

'એમ કરતાં ય પીએ તો લાખ રૂપિયા.' ને શેઠાણી સાથે ચીકાશ કરવી પડતી રાખી લવની સાથે વાત સાંધી: 'જોજે લવ, હું પીઉં છું એ!' આમ કહી તપેલીમાં જીભ નાખી દૂધને ઉછાળી

મોંમાં લેવા માંડયું. વચ્ચે વચ્ચે કૂતરાને એ કહેતો હતો : 'જો, કેવી મઝા આવે છે...કેવું મીઠું અમરત જેવું દૂધ છે દોસ્ત!...લે હવે તુ પી!'

શેઠાણીએ જોયું તો કૂતરાએ ભલે તપેલીમાં મોં ન નાખ્યું બાકી મોં એણે ફેરવી તો નો'તું જ લીધું. દૂધ મોંને અડયું એ પછી જ એણે ઊંચું કર્યું ને હોઠ ઉપરનું ચાટવા માંડ્યું...

અને સાંજે કરેલા ચોથી વાર પ્રયત્ન પછી તો લવે થોડુંક પીધું પણ ખરું–શેઠાણીએ પણ જોયું હતું.

પણ ખરું પૂછો તો શેઠાણીના દિલમાં આનંદ કરતાં ય અણગમો અને ધ્રાસ્કો પણ ઠીક ઠીક હતો. ને સાંજે શેઠ કારખાનેથી ઘેર આવ્યા ત્યારે દૂધનો આ આખો ય કિસ્સો કહી સભળાવતાં શેઠાણીએ ઉમેર્યું : 'કૂતરાનું પીધેલું દૂધ એના પેટમાં જશે ને મૂઓ ક્યાંય માંદો બાંદો પડશે તો!'...

શેઠે જો કે બેપરવાઈ દેખાડી શેઠાણીની ચિંતા પણ ઓછી તો કરી જ હતી. પણ એમને ય નોકરનું વર્તન મૂર્ખતાભર્યું તો લાગતું જ હતું.

બીજી સવારે ગુમાન આવ્યો ત્યારે એને પોતાની પાસે બોલાવ્યો પણ ખરો.

ને ગુમાન જ્યારે સાંકળે બાંધેલા લવ સાથે ઓરડામાં પ્રવેશ્યો ત્યારે એક તરફ એમને આ દૃશ્યથી આનંદ થયો તો બીજી તરફ ઠપકો પણ આપવા લાગ્યો;

'અલ્યા કૂતરાનું પીધેલું દૂધ પીએ છે મૂર્ખ માણસ!'

પણ ગુમાન તો હવે–નોકરી કાયમ થઈ ગઈ હોય એ રીતે આનંદમાં હતો. અત્યારે પણ એના પેલા તરીકાથી લવે દૂધ પીધું

હતું. ને પોતે પીએ તે પછી લવ પીએ એમ ત્રણેક વાર કરીને બે બાટલી દૂધ ખલાસ પણ કર્યું હતું. એટલે ગુમાને તો નોકરીના આનંદ સાથે મનને પણ મનાવ્યુ હતું: 'કૂતરાનું એઠુ એઠું ય દૂધ છે ને? આપણને તો ઊલટાનું એ ફાયદો કરશે.'

તો શેઠ શેઠાણીએ એને કૂતરાનું એઠું દૂધ પી બીમાર પડવાની વાત કરી ત્યારે પણ એણે, પોતે ગણેલ ગણતરી જ શેઠ આગળ વ્યક્ત કરી: 'કંઈ વાંધો નથી સાહેબ. મનેખનું એઠું ખાઈએ એના કરતાં કૂતરાનું ખાવુ ખોટું નથી...મનેખને તો સાહેબ ગણ્યા ગણાય નહિ એટલા બધા રોગ થાય છે પણ કૂતરાને તો કોકને કદી ખાંડો થાય કે કોક ફેરાં ઢાંસો (ઉધરસ) થાય. એ વગર ત્રીજો રોગ જોયો નથી!'

પછી એણે આ તરીકાથી કૂતરાએ આજ બે બાટલી દૂધ પીધું છે એ રિપોર્ટ પણ શેઠને આપ્યો.

છતાં ય ખુશ થયેલા શેઠે એને સૂચના તો આપી જ હતી: 'ઠીક છે, પણ એનું પીધેલું તુ તારા પેટમાં જવા ન દેતો.'

પણ ગુમાન તો હવે કૂતરાની નાતમાં અડધો વટલાઈ ગયો હતો! કહ્યું: 'ના સાહેબ પીવુ જ પડે. નહિ તો એ જાણી જાય કે હું અમસ્તો આમ કરુ છું તો એ ય પછી એમ જ કરશે. કૂતરાની જાત એવી હોશિયાર હોય છે કે–એટલે જ તો સરકારે ય ચોર પકડવા કૂતરા રોકયા છે. આપણો લવે ય મને તો એમાંનો લાગે છે સાહેબ. એને એક જબાન નથી એટલું જ'...

શેઠ પણ હવે આથી વધારે આ મૂર્ખ માણસને શું કહે!

અલબત્ત આ પછી એમણે એને એક મહિનાનું ઇનામ અને પગાર પણ ચાળીસને બદલે પચાસનો આપ્યો હતો. ને એ વખતે પણ ગુમાનને એમણે સૂચના આપી હતી: 'લવ જો દૂવે ચઢ્યો હોય તો તું એમાંથી છૂટી જજે.'

ગુમાનને ય હતું કે પોતાને ઓછો થતો દુખાવો સાવ મટી જતાં આમાંથી પછી છૂટી જવું.

જ્યારે આ સ્થિતિથી અજાણ એવી પત્ની તો વળી એને, એના ચગારનું દૂધ પીવાનો આગ્રહ પણ કરતી હતી.

પણ હોકાની જેમ વારાફરતી લવની સાથે દૂધ પીવા–પાવાના આ ત્રણેક મહિનાના મહાવરા પછી ગુમાને જ્યાં છૂટવાનો પ્રયત્ન કર્યો ત્યાં તો આ કૂતરાએ પણ અસહકાર કરવા માંડ્યો...

ને એક દિવસ તો હતાશ થએલા ગુમાનનો માલસો જ બોલી ઊઠ્યો : 'હવે તો ભાઈ ભલેને તને પેટમાંનું ચાંદું મટે છતાં ય નથી તો તારા હૈયેથી લવ છૂટવાનો કે નથી છોડવાના શેઠે ય તને ને આખો ય ભવ કૂતરાનું એઠું દૂધ પીધાં કરો ને તેય પાછું જીભે જીભે!'

❀

૧૬

# પાનસોપારી

**વસંતની** નાની બ્હેન શરદ ઋતુ ચાલતી હતી. છોકરાં બધાં દિવાળીની રજાઓમાં દૂર ઉપર ઊપડી ગયાં હતાં–પક્ષીઓ જેમ માળા છોડી બહાર નીકળી પડે એ રીતે.

આમ તો હું સાંજના સમયે એકલો જ ફરવા જતો પણ આજે રવિવાર હતો ને જમવાનો પ્રોગ્રામ બહાર રાખવાનો વિચાર કરીને પત્ની સાથે નીકળ્યો હતો.

કોણ જાણે કે અમારી આસપાસ છોકરાનું વાતાવરણ નો'તું તેથી કે પછી શરદની ગુલાબી હવાનું જાદુ હતું કે ગમે તેમ પણ આજે મારી પત્ની પણ લહેરમાં હતી.

ને માણસ જ્યારે લહેરમાં હોય છે ત્યારે હાવભાવ અને વાણી જ નહિ અંગો પણ જાણે આનંદનો પડઘો પાડતાં હોય છે.

એટલે જ મેં નાયલોનની સાડીમાંથી સ્ફુટ થતું અંગ લાલિત્ય જોઈને પત્નીને કહ્યું ને ! 'આજ તો તું જાણે નવેસરથી સાસરે આવી હોય એવી સુંદર લાગે છે !'

પત્નીએ મારી તરફ તીરછી નજર નાખતાં કહ્યું. 'તમને તો એવું ને એવું લાગવાનું !...'

થોડુંક ફરીને અમે બે, એક નવા ઊઘડેલા રેસ્ટોરાંમાં જઈ બેઠાં. આસપાસમાં અમારાં જેવાં સ્ત્રી પુરુષોને બેઠેલાં જોઈ મને થયું કે

અહીં કોઈ ફૅમિલીરૂમની સગવડ હોય તેમ લાગતું નથી. એ જાતની અલગ વ્યવસ્થા કદાચ જુનવાણી પણ ગણાવા માંડી હોય.

ને વિશાળ આંગણામાં રમતા મૂકેલા છોકરાની જેમ ફરી રહેલી મારી નજર એક યુગલ ઉપર જઈ પડી. એ લોકો પણ અમારી જ ઉમ્મરનાં એટલે કે અડધી ઉમ્મરે પહોંચેલાં હતાં. મે પત્નીને ધીમેથી કહ્યું: 'આપણી જમણી બાજુએ બીજી રોમાં જે ભાઈ સ્ત્રી સાથે બેઠા છે એ અમારા સિનિયર એકાઉન્ટન્ટ છે મિ. દુરાની. એની બાજુમાં આપણા તરફ બેઠેલી છે એ એની પત્ની લાગે છે.' બરાબર જોયા પછી વળી કહ્યુ : 'પત્ની જ છે!

પત્નીએ દુરાની તથા એની પત્ની તરફ નજર ભલે નાખી હતી બાકી વાતમાં ખાસ કંઈ રસ ન લીધો. નજર પાછી ફેરવી લીધી તે પણ ખાસ કંઈ ન ગમ્યું હોય એ રીતે–આછો શો હોઠ મચકોડતાં.

તો મારો પણ કંઈ ખાસ ઇરાદો નો'તો કે પત્ની એ લોકોમાં રસ લે રસ લેવરાવવા જેવું કઈ હતુ પણ નહિ. ઑફિસમાંના મારા અને દુરાણીના સંબધોમાં પણ ખાસ કઈ નિકટતા ન હતી.

આમ તો મિ. દુરાની પંજાબી હોય એમ લાગતું હતું, પણ ગુજરાતી એ સારી પેઠે જાણતા હતા. એમની અટક શાહ કે મહેતા રાખી હોય તો કોઈ ન કહે કે એ ગુજરાતી નથી. અમારી ઑફિસમાં કોઈકે વળી 'સિન્ધી છે' એમ પણ કહ્યું હતું.

મતલબ કે દુરાની પોતે ગુજરાતીમા ભળી જાય એવા હતા.

પણ પત્નીને જોતાં લાગતું હતું કે એ લોકો પંજાબી છે.

જો કે પંજાબી સ્ત્રીઓના અસલી લેબાસની તો આપણને પ-ખબર નથી પણ પંજાબીના નામે આપણા અહીંની યુવાન છોકરીઓએ પાયજામો ને ચુસ્ત કુરતું (!) પહેરવા માડ્યું છે એ ઉપરથી કહું છું

કે એ પંજાબી પહેરવેશ છે. વળી ગળામાં નાખેલો કટકો પણ–જો કે ઝાઝે ભાગે તો છાતીથી ઉપરના ભાગમાં જ જોવા મળે છે પણ એનો મૂળ ઉદ્દેશ છાતી ઉપર નાખવાનો હશે એમ જ હું સમજું છું.

એટલે જે રીતે આ છાતી ઉપર નાખવાના કટકામાં લોકોએ ફેરફાર કર્યો છે એ જ રીતે કુરતામાં પણ બાય સમૂળી કાઢી નાખીને ફેરફાર કર્યો હોય એમ હું ધારું છું.

મારા મનમાં ચાલી રહેલા આ વિશ્લેષણનો ખ્યાલ આવતાં મેં આવા વિચારો પડતા મૂકી, શી વાની મંગાવવી એ નક્કી કરવા ટેબલ ઉપરના લિસ્ટમાં મન પરોવ્યું...

દુરાનીને સજોડે જોઈને મને લાગ્યું કે એને પણ કાં તો છોકરાં દૂર ઉપર ગયાં હશે. બાકી આમ તો હું એને એકલાને જ રોજ ફરવા આવેલો જોતો હતો કોઈ કોઈ વાર એ મને રેસ્ટોરાંમાં જતો કે નીકળતો પણ જોવા મળતો, જ્યારે રેસ્ટોરાંની બહાર ફૂટપાથ ઉપર બેસતા, 'લિજ્જતદાર પાનપટ્ટી'ના પાટિયાવાળા ભૈયા પાસેથી પાન ખાતો તો એને મેં ઘણીવાર જોયો હતો. આંખ કોઈ વાર મળી જતી તો 'સાહેબજી'નો શિષ્ટાચાર પણ અમારી વચ્ચે જરૂર થતો.

દુરાનીની નજરને પતંગિયાની જેમ ઇધરઉધર ફરતી જોઈને મેં પત્નીના ઓથે છુપાવાનો પ્રયત્ન કર્યો. ખાસ તો એની પત્ની સાથે હતી ને એ સ્થિતિમાં હું ઇચ્છતો હતો કે વેગળે સારા.

કોણ જાણે કેમ પણ સ્ત્રીઓના આ ચુસ્ત એવા પંજાબી પહેરવેશથી ને તેમાં પણ છોકરીઓ કરતાં ઉમ્મરવાળી સ્ત્રીઓના આ લેબાસથી એવી મને બેચેની થતી હતી કે–

એટલે જ તો મેં દુરાની તરફ બેઠેલી મારી પત્નીને ઢાલ રૂપે રાખી હતી ને? જો કે નજર તો મારી દુરાની દંપતી તરફ વળી

વળીને જવા કરતી હતી પણ એના ઉપરેય મારો પે'રો ચાલુ જ હતો......

અમારો નાસ્તો પતી ગયો છતાંય હું દુરાનીના જવાની રાહ જોતો પત્નીને પૂછવા લાગ્યો : 'મંગાવવું છે કંઈ?...મારી ઇચ્છા તો સહેજ પણ નથી પણ તારી જો ઇચ્છા હોય તો–જો તો ખરી આ લિસ્ટ ? વાનીનું નામ વાંચીને સૂતેલો સ્વાદ જાગે અને ખાવાનું મન થાયે ખરું ?'

અને દુરાની દંપતી રવાના થયાં કે હળવેક રહીને અમે પણ ઊભાં થયાં.—

પણ બિલ ચૂકવ્યા પછી બહાર નીકળ્યાં તો બાજુમાંના ભૈયા પાસે ઊભેલો દુરાની, કોઈકની રાહ જોતો હોય તેમ આ તરફ જોતો ઊભો હતો. ને લાગલો જ હું બહાર નીકળતો એની નજરે ઝડપાઈ ગયો.

છતાં ય હુ તો જાણે એને ઓળખતો જ ન હોઉં એ રીતે આડું-અવળું જોઈ ગયો હતો. વિચાર પણ દુરાનીથી ઊલટી દિશામાં જવાનો હતો પણ પત્ની મારાથી બે ડગલાં આગળ હતી ને એના પગ ઘરના પંથે એટલે કે દુરાનીની દિશામાં વળી પણ ચૂક્યા હતા.

પછી મારાથી કેમ કહેવાય : 'ઊભી રહે, આ તરફ થઈ ને જઈએ!'

પછી તો મને પણ થયું : આવું બધું કરવાની જરૂર પણ શી છે તારે. વળી દુરાનીની ભેટી ગયેલી નજરને પણ હવે વણભેટી કરવી ઠીક ન લાગી.

ને મેં પછી પાંચ ડગલાં છેટેથી જ દુરાનીને સલામ કરી.

અલબત્ત સલામેય રોજની જેમ લટકતી જ કરી હતી ને એટલી જ ઓળખાણ હોય એ રીતે દુરાનીથી દુર્લક્ષ કરતો પત્નીને પૂછવા લાગ્યો : 'ઘેર જ જવું છે ને હવે ?'

ત્યાં તો દુરાની સાહેબનો પ્રેમ મારા ઉપર આજ ઊભરાઈ ઊઠયો. 'આવો આવો મિ. આચાર્ય, પાન—સોપારી કરીએ.'

મારી ઇચ્છા પાનસોપારીની હતી જ નહિ. પત્નીને પણ આ જાતની આદત નો'તી. મે કહ્યું: 'ના રે સાહેબ અમને કોઈને ટેવ જ નથી.'

ત્યાં તો દુરાની સાહેબે ભૈયાજીને ઑર્ડર આપ્યો: 'દો પાન જયાદા બનાઓ, લિજ્જતદાર હો.' ને મારાથી પછી વાતે વળ્યા: 'આ તરફ જ રહો છો શું?'

'હા જી, થોડેક છેટે' ત્યાં તો અક્કલ જાગ્રત બની ને સુધારો કરતાં કહેવા લાગ્યો, 'જો કે વીસ પચ્ચીસ મિનિટનો રસ્તો ખરો સાહેબ.'

દુરાનીએ એમનાં પત્ની સાથે મારી ઓળખાણ કરાવી, 'આ મિસ્ટર આચાર્ય, અમે બધા સાથે છીએ.' છેલ્લા શબ્દો વખતે એમની નજર એવી હતી કેમ જાણે મારી પત્નીને પણ ભેગાભેગી કહેતો ન હોય.

અને પછી, 'આ મારી વાઈફ છે' આમ કહી પત્નીની પણ ઓળખાણ આપી.

પછી મારે પણ મારી પત્નીની ઓળખાણ કરાવવી જ પડે ને!..

ખરું કહું તો જેમ દુરાનીને એની પત્નીની ઓળખાણ કરાવવામાં વાંધો નો'તો એ જ રીતે મને પણ મારી પત્નીને ઓળખાવવામાં કશો જ વાંધો ન હતો. પણ મારી કદાચ એ આદત છે કે ઓળખાણો બહુ વિસ્તારવી નહીં. અને તેમાં પણ શિષ્ટાચાર ખાતર તો કદી જ નહિ—સિવાય કે આ રીતે ક્યાંય ભરાઈ પડીએ!

પછી તો દુરાનીની પત્ની અને મારી પત્ની બે વાતોએ વળ્યાં. તો હું પણ દુરાનીની પત્ની તરફ લગભગ પીઠ રાખીને દુરાનીને

પૂછવા લાગ્યો–જાણતો હતો છતાં ય 'તમે પણ આટલામાં જ ક્યાંક રહો છો નહિ સાહેબ!'

'બહુ જ નજીક.' કહી દુરાનીએ મને પાન આપતાં ઉમેર્યું: 'ચાલોને સમય હોય તો, બે મિનિટ!'

જૂઠું બોલવાની મને બહુ આદત નથી, પણ મારાથી કંઈ એમ કહેવાય કે: 'આજે ઘેર રાંધવાનુ નથી, વળી છોકરાં પણ નથી છતાં ય નહિ આવીએ!'

ને જૂઠની માત્રા બને તેટલી ઓછી કરતો હોઉં એ રીતે મારે બહાનું દેખાડવું જ પડ્યુ: 'ઘેર એક સંબંધી આવવાના છે, નહિ તો જરૂર આવત.' પાન લઈને વિદાય થતાં વળી કહ્યું: 'કોઈ દિવસ આવીશુ સાહેબ.'

સંભવ છે દુરાનીની ઇચ્છા હોય કે હું એમને મારે ત્યાં આવવાનું વળતું નિમંત્રણ આપું.

થોડેક ગયા પછી મેં પત્નીને કહ્યુ: 'દુરાનીને આપણે ત્યાં આવવાનુ કહ્યું હોત તો આવત કદાચ!'

મને હતું કે પત્ની સામે સવાલ પૂછશે: 'તમને કેમ ખબર પડી?' પણ એણીએ તો ટૂંકમાં જ પતાવ્યુ: 'કોણ જાણે!'

ઘેર જવાની ઉતાવળ તો હતી જ નહિ. એટલે અમે રસ્તા ઉપરનો એક ખાલી બાંકડો જોઈને જમાવ્યું. પછી પત્નીને પેલી દુરાનીવાળી ચર્ચામાં ઉતારવા સીધો જ મેં એની આગળ મૂળ પ્રસંગ ઉપાડ્યો. કહ્યું: 'ગમે તેમ પણ તારા પ્રતાપે પાન જરૂર ખાવા મળ્યું!

'જાઓ જાઓ હવે!'

'સાચું કહું છું: તારા જ પ્રતાપે.'

'ભાઈબંધ તમારો, એમાં મારો પ્રતાપ ક્યાં આવ્યો?'

'મારો જો એ ભાઈબંધ જ હોય તો ઘણીવાર અમે સાંજના વખતે અથડાઈએ છીએ, કોઈ કોઈ વાર તો એ પાન ખાતો હોય ને બાજુમાંથી હું પસાર થયો છું પણ હુરાનીએ એકેયવાર નથી કહ્યું: 'આવો આચાર્ય પાન ખાઓ તો.' ને પત્ની સામે જોઈ ઉમેર્યું: 'ત્યારે તારો પ્રતાપ નહિ તો—આજે ક્યાંથી એને મારા ઉપર પ્રેમ ઊભરાઈ આવ્યો?'

'એની પત્ની સાથે હતી એટલે પણ હોય!' પત્નીએ વાતમાં ઊંડા ઊતરતાં કહ્યું.

પણ મારાથી એને મીઠો મીઠો ઠપકો કર્યા વગર ન રહેવાયું. 'આ તું ઊલટી વાત નથી કરતી?'

'કેમ ઊલટી?'

મેં કહ્યું: 'અરે પત્ની સાથે હોય તો તો ઓળખાણ હોય તો પણ અવળું જોઈ જાય, ખબર છે તને?'

'ના ના, આમ તો બિચારો ભલો લાગે છે.'

'એની કોણે ના પાડી?'

પત્ની હસવા લાગી: 'એક પા તમે કો' છો કે તારા પ્રતાપે પાન મળ્યું ને બીજી પા કો' છો ભલાની કોણે ના પાડી?' લાગલું ઉમેર્યું: 'મારા કરતાં તો એની પત્ની વધારે સુંદર હતી.'

'એ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે,' કહ્યું.

'વિવાદ જવા દઈએ તો પણ મારા જેવી સુંદર તો ખરી જ ને?'

'ચોક્કસ' મારે કબૂલવું પડ્યું. ઉમેર્યું પણ ખરું: 'એનો છેલ્લી ઢબનો પહેરવેશ જોત,'

'બસ તો. પછી એ માણસ શું કામ મારા લીધે જ પાન ખવરાવે?

ને પછી તો પત્નીએ એવી દલીલ કરી—

માનસશાસ્ત્રની દૃષ્ટિએ એના મુદ્દા સાચા પણ હતા. એક મુદ્દો હતો: 'દુરાનીને એવું કદાચ અભિપ્રેત હોય કે અમારાં જેવાં સુશિક્ષિત ગુજરાતી કુટુમ્બો સાથે પોતાને ઓળખાણ છે એવું પોતાની પત્નીને દેખાડવું પણ હોય. તો બીજો મુદ્દો હતો: દુરાની મારી આગળ આડકતરી રીતે સૂચવવા પણ માગતો હોય કે: 'દેખ, મારી પત્ની કેવી લેટેસ્ટ ફેશનવાળી છે...?'

ગમે તેમ પણ મારી વાત સો એ સો ટકા સાચી હોવા છતાં ય એવો તો હું ગૂંચવાઈ રહ્યો કે થોડીક વાર તો ચૂપ જ રહ્યો.

વિચારવા લાગ્યો વૃત્તિઓની આ રમતમાં મારે એવો પુરાવો ક્યાંથી લાવવો કે પત્નીના ગળે આખો ય મુદ્દો પટ કરતોકને ઊતરી જાય..!

ત્યાં તો મોંમાંના પેલાં પાનસોપારી જ મારી મદદે આવ્યાં.

ને શાન્તિ તોડતાં મેં પત્નીને કહ્યું: 'જો ભાઈ, તમારી–એટલે કે સ્ત્રીઓની સાયકોલૉજીમાં આપણે માથું નથી મારવું પણ પુરુષોનું માનસ તો હું સારી પેઠે સમજું છું.'

ને આટલા પ્રસ્તાવ પછી હું મૂળ વાત ઉપર આવી ઊભો. કહ્યું: 'જો, એ વાતમાં તો આપણ બેઉ સંમત છીએ કે દુરાનીની પત્ની પણ તારા જેટલી સુંદર હતી. ઉપરાંત તારા પક્ષે કહીએ તો કપડાં અને લિપસ્ટિક વગેરેનો મહાવરો જોતાં રસિક પણ એ કંઈ ઓછી નહિ હોય. તો દુરાનીની તારા તરફ કોઈ બદદાનત હોય એવું પણ આપણા બેમાંથી એકે ય ને કહેવું નથી પણ–'ને પત્ની સામે મીટ માંડતા સવાલ કર્યો: 'તને જ હું પૂછું. પેટ ભરીને જમ્યાં હોઈએ છતાં ય શા માટે પાનસોપારી?'

પત્ની હસવા લાગી 'તમે ય ખરા છો? પાનસોપારી કંઈ ભૂખ ભાંગવા ખાતાં હશે?'

'તો ?'

'મુખવાસ છે.'

'બસ તો. ઇતર સ્ત્રી પુરુષ સાથેની આ ઓળખાણ અને વહેવાર એ પણ જાતીય જીવનનો એક મુખવાસ જ છે–ભલે પછી આ વાત કોઈને ગમે યા ન ગમે કે ભલે કોઈને આઘાત લાગે!'

પણ બીજાની ક્યાં વાત, સાલસ સ્વભાવની પત્ની જ અહીં છેડાઈ પડી. ઊભાં થતાં ચીદ પણ ઠાલવી. 'ચાલો હવે કોઠી ધોઈને કાદવ કાઢવા બેઠા છો તે! ઊભા થાઓ!'

પત્નીનો આ જવાબેય મને તો ઉપકારક નીવડ્યો. ઊભા થતાં કહ્યું: 'ન ધોવો તો કંઈ નહિ પણ કાદવની છે એ જાણ્યા પછી પકવવી તો પડશે ને?'

'શી રીતે પકવશો?' પત્નીનો અવાજ આમ તો રોષભર્યો જ હતો પણ એની પાછળ જાણવાની ઇંતેજારીનો રણકો જરૂર હતો 'તપ કરીને–નજરને વારીને' મેં કહ્યું.

'તો તો આંખે પાટો જ રાખો,' પત્નીએ પગ ઉપાડતાં કહ્યું.

'પાટો ખરો પણ મનનો પાટો' કહી મેં ઉમેર્યું: 'દાખલા તરીકે દુરાનીને પાનસોપારી કરવાં હતાં જ્યારે મારે એ ટાળવાં હતાં.'

'ફાયદો?'

ફાયદો તો એ કે દુરાનીની પત્નીને જોયા પછી મારામાં જે એની છબી ઊઠી છે એ ભૂલવાની મારે જહેમત જ ન કરવી પડત!

કોણ જાણે પત્ની આમાં શું સમજી ને કેવુંક સમજી એ તો– બાકી સુરત એવા પંજાબી પોશાકમાં દુરાનીની પત્ની એની નજર સામે ય ઊડી હોય તો પૂરેપૂરો સંભવ હતો.



## ૧૭
# લવ-સિક

મારા એક મિત્ર ક્યારનાય મારી પાછળ પડ્યા હતા. અવારનવાર કહ્યા કરતા: 'આ રવિવારે તો જરૂર આપણે એક ઇંગ્લિશ ફિલ્મ જોવા જવું છે. આ વખતની ફિલ્મ તો ઘણી જ સરસ છે—મુંબઈમાં એના જેટલી એકે ફિલ્મ નથી ચાલી.' વગેરે.

હું સાટે એમના પ્રસ્તાવને દર વખત ટાળ્યા કરતો: 'જોઈએ. આ રવિવારે નહિ તો આવતા વીકમાં જરૂર જઈશું...આ ફિલ્મ 'ઍડલ્ટ્સ' (ઉમ્મરવાળા) માટે છે. એટલે છોકરા જોઈ શકે એવી ફિલ્મ આવવા દો.'

મિત્ર કહેતા: 'અંગ્રેજીમાં છોકરાં માટેની ફિલ્મો જ અલગ હોય છે...'

—ને એક રવિવારે એ મને ઍડલ્ટ માટેની ફિલ્મ જોવા ખેંચી ગયા. નામ પણ લાલભડક હતું: 'લવ-સિક.'

મને કંઈ ઍડલ્ટ માટેની ફિલ્મ પ્રત્યે સૂગ નો'તી. પણ મારી મુશ્કેલી અંગ્રેજી ભાષા સામે હતી. એક તો મારું ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી, ને એમાં પાછો એ જબાન સાંભળવાનો મહાવરો નહિ, એટલે 'યસ', 'નો' ને 'થૅન્ક યુ' સિવાય ચોથો શબ્દ પકડાતો જ નહિ. હા, 'સોરી' અને કોઈ કોઈ વાર 'ડાર્લિંગ' શબ્દ ઝડપાઈ જતો ખરો. પણ આટલા ઉપરથી કઈ રીતે વાર્તા સમજાય?'

મારા મિત્ર પણ મારી આ મુશ્કેલી જાણતા હતા. એ મને કહેતા પણ હતા: 'તમે થોડોક જોવાનો મહાવરો રાખશો તો પછી મુશ્કેલી નહિ આવે.' તેમાં પણ આજે તો એમણે ફિલ્મ શરૂ થાય એ પહેલાં વાર્તાની રૂપરેખાય સમજાવી દીધી. એમણે પોતે મુંબઈમાં બે વાર જોઈ હતી, ને ત્રીજી વાર, એમના કહેવા પ્રમાણે તો, મને દેખાડવા માટે જ એ જોતા હતા.

વાર્તાની સાથોસાથ, સિનેમાગૃહમાં મૂકેલાં ચિત્રો પણ મને એ દેખાડતા જતા હતા—'જુઓ, આ એની પત્ની, ને આ એની સહયાત્રી—છે ને છેલ્લી ઘડીના ડ્રેસમાં!'

'છેલ્લી ઘડીના ડ્રેસમાં'ના બે અર્થ થઈ શકે: એક તો ઘડીએ ઘડીએ 'પ્રગતિ' કરી રહેલો ડ્રેસ, ને બીજો અર્થ, પથારીમાં પડતાં પહેલાંનો. અલબત્ત, આ બેઉ અર્થ મેં સહયાત્રીનાં અર્ધ બલકે પોણા ભાગના ઉઘાડાં અંગ ઉપરથી તારવ્યા હતા.

—ને વાર્તા બરાબર સમજી લીધા પછી મેં મિત્રને એક સવાલ કર્યો: 'શું કામ તમે આવી ફિલ્મો જુઓ છો?'

'કેમ?'

મેં વધારે ચોખવટ કરતાં કહ્યું: 'અંગ્રેજી ફિલ્મો—ને તેમાં પણ "ઓન્લી ફોર ઍડલ્ટ્સ" જેવી ફિલ્મો કયા રસથી તમે જુઓ છો?'

હું નથી ધારતો આ મિત્ર મને ચોખલિયો ધારતા હોય! એમ હોય તો આટલો બધો આગ્રહ કરીને મને એ ફિલ્મ જોવા લાવ્યા જ ન હોત. તો બીજી બાજુ અમે કંઈ એવા મિત્રો પણ ન હતા કે એકબીજાની મશ્કરી-મજાક કરીએ યા એકબીજાને દિલની વાત જણાવીએ. હા, સાહિત્યની વાતો ઘણી કરતા, ને એમાંથી પછી સમાજની, સંસ્કારોની ને કુસંસ્કારોની ચર્ચાએ પણ ચઢી જતા.

મિત્રે કહ્યું: 'ખાસ રસ તો આ લોકો જીવનને જે રીતે તાદૃશ કરે છે, એનો છે!'

'દાખલા તરીકે ?'

'જેમ કે અભિનય, ઉપરાંત ફોટોગ્રાફી પણ ગજબની હોય છે. અફલાતૂન સેટ અને સાચકલાં દૃશ્યો પણ આપણને બે ઘડી દંગ કરી દે એવા હોય.'

ત્યાં તો આગલો શો પૂરો થયો ને અમે અંદર દાખલ થયા. વળી મેં વાત છેડી—'આ બધામાં મુખ્ય રસ અભિનયનો, કેમ ખરું ને ?' રસને સમજવાનો પ્રયત્ન કરતો હોઉં એ રીતે મે કહ્યુ.

'બસ, બસ, આ જ વાત મુદ્દાની છે.'

મેં કહ્યું, 'આપણાં અદાકારો ય કંઈ કમ અભિનય નથી કરતાં.'

'મૂકોને નામ આપણી ફિલ્મોનુ ! વાસ્તવિકતા શું છે એને તો આ લોક સમજતા જ નથી.'

'તો આપણને ક્યાં આ પશ્ચિમી લોકોના જીવનનો અનુભવ છે તે સમજી શકીએ કે, વાસ્તવિક છે કે રંગપૂરણી છે ?'

'અવાસ્તવિક હોય તો આપણને જ ખટકે. દાખલા તરીકે આ ફિલ્મનું પહેલું જ દૃશ્ય છે. એક અમેરિકન યુવાનને ધંધા અર્થે યુરોપના પ્રવાસે જવાનું થાય છે તે. પત્ની એને સ્ટીમર ઉપર મૂકવા આવી છે. યુવાનને દરિયાનું આકર્ષણ ઘણુ છે, ને એટલે જ એ સ્ટીમરમાં મુસાફરી કરે છે. મૂકવા આવેલી પત્ની એના પતિને અવાર-નવાર કહે છે : "તુ સાચવજે હોં. શરદી થઈ છે, ને જો દોડાદોડી કરીશ તો બીમાર પડી જઈશ."

આમ પત્નીનો ટકટકારો ચાલુ જ છે ને એ અકળામણ દબાવતો પતિ એની મશ્કરી કરતાં કહે છે, 'આમ તો તું મને અહી ને અહીં માંદો કરી નાખીશ'...ત્યાં જ એક છોકરી એ લોક પાસે આવી ચડે છે. સ્ટીમરનો એક અધિકારી ટિકિટ, લગેજ વગેરેનું એને પૂછે છે

એ ઉપરથી એમને ખબર પડે છે કે આ છોકરી પણ આ જ સ્ટીમરમાં મુસાફરી કરવાની છે. ને પત્ની પછી આ છોકરીને ભલામણ કરે છે કે મુસાફરી દરમિયાન એ પોતાના પતિની જરા સંભાળ રાખે.

છોકરી જેટલી અપટુડેટ છે એટલી જ નટખટ લાગે છે. રમૂજ સાથે કહે છે કે, 'મારો ધંધો જ બીમારોની સંભાળ લેવાનો ને સાજા કરવાનો છે.' પતિ તો આ સુંદર છોકરી ઉપર એટલો બધો આફરીન છે કે અકળાઈ રહ્યો છે—ક્યારેને પત્ની ઘેર જાય ને પોતે આ છોકરી જોડે એકલો પડે...પત્નીને પણ વહેમ પડે છે, પણ એટલામાં તો એને પતિથી છૂટા પડવાનું આવે છે. વિષાદભરી આંખે એ પતિને તાકી રહે છે—જાણે સ્ટીમર એના પતિનું હરણ કરીને લઈ જતી ન હોય!'—

ત્યાં તો ફિલ્મ શરૂ થઈ ને મિત્રની જીભ બંધ પડી.

અને મે જોયું તો, જાઆવ કરતાં ચિત્રવિચિત્ર યુગલોમાં ઘણીખરી સ્ત્રીઓ તો છેલ્લી ઘડીના ડ્રેસમાં જ હતી.

ત્યાં પતિ-પત્ની પ્રવેશે છે. પત્નીનાં પ્રેમ અને કાળજી એક ભારતીય નારીની યાદ આપે એવાં હતાં. એનાં કપડાં પણ બીજાના હિસાબે મર્યાદામાં લાગતાં હતાં. તો બાદમાં પ્રવેશતી પેલી અપટુડેડ છોકરી વળી 'બીટલ્સ'ની દ્યોતક હોય એવી હતી...

ખૂબી એ હતી કે આ છોકરી ઉપર મુગ્ધ બનેલો 'હીરો' બીમાર હોવાનો ઢોંગ કરવા માંડે છે એ પણ પ્રેક્ષકોને માટે કરુણ નહિ, આહ્‌લાદક બની રહે છે. જેમ કે, ઠંડી જેવું લાગતાં એ દારૂ પીવાની ઇચ્છા દેખાડે છે, પેલી છોકરીને પણ પીવા માટે આગ્રહ કરે છે. કારણ આપતાં કહે છે: 'હું મારી પત્ની સાથે પીવા ટેવાયેલો છું. અહીં તમારે મને સાથ આપવો જોઈએ.' છોકરી ના પાડે તેવા દરેક પ્રસંગે એ એને યાદ આપે છે: 'જો, મારી પત્નીએ તને મારા

માટે ભલામણ કરી છે. ને તે પણ એને મારી સંભાળ લેવાનું અને હું જાણે કે ઘરમાં જ હોઉં એ જાતની કાળજી રાખવાનું વચન આપ્યું છે. એ બિચારી છૂટી પડી ત્યારે તારા જેવી મારી સંભાળ રાખનાર છોકરી મળી છે એ કારણે તે કેટલી બધી હળવી હતી :...'

પછી તો એને બીમાર હોવાનો મૅનિયા લાગુ પડે છે. જોકે ડાન્સ વગેરેમાં જાય છે ખરો, પણ હમેશાં પેલી છોકરી સાથે. પરંતુ કૅબિનમાં આવે કે અડધો બીમાર થઈ જાય છે. પેલી છોકરી પણ આ બધુ સાચું માનતી હોય એ રીતે એની કાળજી લે છે. એકબે વાર કહે છે પણ ખરી, 'તું તો સાવ બાળક જેવો છે.' પેલો કહે છે, 'મારી પત્નીએ મને આવો કરી દીધો છે. હું શું કરું?'

એક વાર એને ખૂબ ટાઢ ચઢે છે. છોકરી એને પોતાનું ઓઢવાનું એક પછી એક ઓઢાડે છે. પણ તોય પેલાનો થરથરાટ નથી શમતો, ને છોકરી છેવટ પોતે પહેરેલાં ગરમ કપડાં એને પહેરાવે છે—એક બૉડિસ અને ચડ્ડી સિવાય!...

અને મે જોયું તો, પ્રેક્ષકોના આનંદનો પાર નથી રહેતો. મારા મિત્રે તો તાનમાં ને તાનમાં મારો હાથ પણ દબાવ્યો અને મને ભય પણ લાગ્યો કે આ મને ક્યાંક વળગી ન પડે!

દરમિયાન એ ઘેર કાગળ લખે છે,—પોતે તો બીમાર છે, એટલે છોકરી પાસે જ લખાવે છે. વાક્યો પણ બહુ મઝાનાં બોલે છે: 'સમુદ્રનાં મોજાંમાં મને તારું હસવુ દેખાય છે તો સંધ્યાને જોઈને તારા ગુલાબી ગાલ મને સાંભરે છે. દરિયો જોઈને મને તારી સાથે એમાં નહાવાનું મન થાય છે—ને છેલ્લી વખતે તેં પેલો આસમાની રંગનો ટૂંકોટૂંકો ડ્રેસ પહેર્યો હતો એ વખતની તારી મધુરી મૂર્તિ તો સ્વપ્નમાં ય મને સતાવ્યા કરે છે...' અહીં એ પેલી છોકરીનાં અંગ આગળ આંગળી વડે—અલબત્ત છેટે છેટે—આકાર દોરતો જાણે

સમજાવે છે કે આવડું અમસ્તું અક્ષાડિઝ હતું ને અહીં સુધીનું ખાંચિયું હતું. ને પીઠ તો એની—'

પછી તો એ આ છોકરી આગળ પત્ની સાથેનાં દરિયાઈ તોફાનોની એવી રોમેન્ટિક ને ચિત્રાત્મક શૈલીમાં વાત કરે છે કે પત્ર લખતી પેલી છોકરી પણ ભીતરબહાર ખેંચાતી જાય છે ને એકાદ વાર તો નિઃશ્વાસ પણ નાખી બેસી છે. અહીં આ જુવાન એને કહે છે કે, 'સ્ટીમર જો અહીં ઝાઝો સમય રોકાવાની હશે તો જરૂર આપણે દરિયામાં નહાવા જઈશું.'

છોકરી કહે છે: 'પણ તું તો બીમાર છે.'

જુવાન કહે છે: 'દરિયામાં મને નહાવા મળશે તો આ શરદી-ફરદી પણ નાસી જશે.' ને પછી છોકરીને યાદ દેવરાવે છેઃ 'યાદ રાખ, તેં મારી પત્નીને વચન આપ્યું છે મારી દરકાર લેવાનું!'

ને છોકરી પણ અહીં નહાવામાં સાથ આપવા માટે હા પાડે છે.

કાગળ પૂરો કરી છોકરી જ્યાં એને બીડવા જાય છે કે આ જુવાન વેંતેક લાંબી જીભ કાઢતો બોલી ઊઠે છે, 'નહિ, નહિ, નહિ, મિસ ફલાણી! સારું થયું મને યાદ આવ્યું, નહિ તો ભાંગફર ભૂલ થવાની હતી...લાવ, લાવ મારી પાસે.'

'કેમ પણ?' પેલી પૂછે છે.

'એટલું નથી સમજતી...આ અક્ષરો જોઈને જ મારી પત્ની સમજી જાય કે હું બીમાર છું ને બીજા કોઈની પાસે કાંઈક હોવાનું ખોટું ખોટું લખાવ્યું છે.'

છોકરી પણ આ વાત કબૂલે છે. પૂછે છે—'તો શું કરીશ? દાક્તરે તો તને સંપૂર્ણ આરામ લેવાનું કહ્યું છે.'

'છતાંય મારે લખવો તો પડશે જ. લાવ એ કાગળ, એમાં જોઈને લખીશ એટલે હાથને જ માત્ર તકલીફ રહેશે! સાંજે વાત.' ને કાગળ લઈ ઓશીકા નીચે મૂકી દે છે.

સ્ટીમર લાંગરે છે ને નહાવા જવાની તૈયારી રૂપે એ બેઠો થતાં કહે છે: 'મને લાગે છે, તારી સાથે દરિયામાં નાહીશ તો સાવ સાજો થઈ જઈશ.'

આ પછી નહાવાનાં દૃશ્ય આવે છે જે એવાં આવે છે કે...એટલે તો 'ઉંમરવાળા' માટેની મર્યાદા રાખી છે ને!

પણ નાહીને આવ્યા પછી તો આ ભાઈની બીમારી ઔર વધી જાય છે, ને ટાઢની ધ્રુજારી એટલી હદે વ્યાપી જાય છે કે, આ છોકરી એક પછી એક પોતાનાં સાધનો ઓઢાડ્યા પછી પોતાનાં કપડાં પણ એને વીંટે છે, ને છતાંય પેલાની ટાઢ ન શમતાં થરથર્યા કરે છે. અને ત્યારે, છેક છેલ્લા ઉપાય તરીકે, એ છોકરી ખુદ પોતે જ હૂંફ આપવા એના પડખામાં દબાઈ જાય છે...

ને વળી પાછી પ્રેક્ષકોના આનંદને જાણે અવધિ જ નથી રહેતી. આ વખતે તો મારા મિત્ર અડધા મને વળગી પડ્યા—એમના તરફ મારો જે ખભો હતો એને તો!

એટલુ મારે કહેવુ પડશે કે આખીય વાર્તા માનસશાસ્ત્રીય રીતે એવી તો ગૂંથી હતી કે અંત જોયા પછી તમારે એ સાચી રીતે સમજવા માટે ફરી વાર જોવી જોઈએ. કારણ, છેક અંતે જ ખબર પડે છે કે પેલો જ એકલો છોકરીને બનાવતો હતો એમ નહિ પણ છોકરીય બનીને પેલાને બનાવતી હતી!

અહીં માનવી મનની ક્રિયા અને પ્રક્રિયાની ખરી ખૂબી એ છે કે પેલો જુવાન બીમાર હોવાનો ઢોંગ કરતાં કરતાં સાચેસાચ જ

બીમાર પડે છે. આ જ વખતે મુસાફરી પણ પૂરી થતાં, ઊતરવાની પૂર્વતૈયારી સાથે છોકરી એને સવાલ કરે છે:

'તમારે ક્યાં જવાનું છે?'

જુવાન કહે છે: 'આ શહેરની મને કશી ખબર નથી...કોઈ હૉટલમાં આગળથી મેં નક્કી પણ નથી કર્યું.'

છોકરી આ ભાઈની હાલત તરફ જોતાં સ્વગતની જેમ બોલી ઊઠે છે, 'મને લાગે છે તમારે હવે હૉટલની જરૂર નથી!'

'તો?'

'હૉસ્પિટલની જરૂર છે.'

'ના રે ના, હું કંઈ એવો બીમાર નથી. ઉપરાંત તું મારી સાથે છે ને?'

'ના રે ના, મારી જવાબદારી તો દરિયા પૂરતી જ હતી.'

'પણ દરિયાની આ સફરમાં તેં મારી એટલી બધી કાળજી લીધી છે કે હું તો ધારતો હતો, આપણે હવે જીવનનાં ય હમસફર બનીશું.'

પેલી મદભર હસે છે: 'ના રે ના. જીવન એમ વેડફી દેવા જેવું નથી કંઈ!'

'શું કહે છે તું?' હાર્ટફેઈલની તૈયારી હોય એવી એની સિકલ છે.

'સાચું કહું છું.'

'હોય નહિ. આ મુસાફરી દરમિયાન તેં મને એટલા બધા પ્રેમથી ચાહ્યો છે ને મારી દેખભાળ કરી છે કે—'

પેલી પોતાનો સામાન એક કૂલી પાસે ઉપડાવતાં કહે છે, 'હા, પણ એ વખતે તું લવ-સિક હતો.'

'ને હવે?'

'હવે તું સાચેસાચો સિક છે.' ને જતાંજતાં મદભર નયને કહેતી જાય છે: 'લવ-સિકનેસમાં દેખભાળ કરવી એ મારું કામ હતું, સાચી બીમારીમાં સેવા કરવી એ પત્નીનું કામ છે.' ને 'બાય-બાય' કરી એ ચાલતી થાય છે.

જુવાનને તો આ સાંભળી એવો આઘાત લાગે છે કે, બિસ્તર ઉપર જ બેસી પડે છે.

સામાન ઊંચકવાની આશા સાથે બાજુમાં ઊભેલો કૂલી આ આ મુસાફરને ઉધરસ ઉપર ઉધરસ ખાતો ને છીંકો ખાતો જોઈને કહે છે: 'સર, તમને ડબલ ન્યૂમોનિયા લાગે છે.'

જુવાન ફિક્કું એવું બોલે છે, 'હાં!' અને બબડે છે: 'હવે તો મારે દવાખાનામાં જ જવું પડશે. ટૅક્સી કરીને મને નજીકના દવાખાનામાં લઈ જા.'

અને સાચે જ, આ કમનસીબ જુવાન, દવાખાનામાં દાખલ થાય છે. બીમારી પણ વધી પડે છે ને આખરે ટ્રંકકૉલ કરી પત્નીને બોલાવવામાં આવે છે.

પત્ની આવે છે ત્યારે એ અર્ધબેભાન જેવો છે.

ડૉકટર, પત્નીને બીમારી વિષે સમજાવતાં કહે છે, 'આ એની બીમારી એણે પોતે જ નિમંત્રી છે, ને એટલે જ એ વધારે જોખમકારક છે...'

પછી તો પતિના સામાનમાંથી પેલી છોકરી પાસે પતિએ લખાવેલો પત્ર પત્નીના હાથમાં આવે છે ને આખી ય વાત એ પામી જાય છે કે, આને સ્ત્રી સાથે દરિયામાં નહાવાના ઓરતા છે ને ફૅશનેબલ સ્ત્રી એને જોઈએ છે.

પત્નીની હાજરીથી ને શુશ્રૂષાથી સાજો થતાં બેઉ એક હૉટલમાં રહે છે. બાદ એક દિવસ પત્ની એને લઈને બજારમાં નીકળે છે ને નહાવાનો ડ્રેસ ખરીદે છે. પતિ નવાઈ પામી પોતાનો આનંદ છુપાવતાં પૂછે છે: 'તું તો કે'છે ને કે તરતાં મને નથી આવડતું?'

'આ સ્વિમિંગ-ડ્રેસ પહેરતાં તો આવડે છે ને! તું મને શિખવાડજે...!'

ને દરિયાકાંઠે ગયા પછી પતિ જ્યારે પત્નીને આ ડ્રેસમાં જુએ છે ત્યારે એ એટલો બધો ખુશ થાય છે કે પત્નીને ઊંચકતોકને દરિયામાં પડે છે. બેઉ જણુ તોફાને ચઢે છે...

ને પતિ એને પૂછે છે: 'સાચું કે'જે પહેલા હું તને નહાવા માટે કહેતો ત્યારે તો તુ ના પાડતી હતી; હુ સ્વિમિંગ ડ્રેસ લાવ્યો હતો એ તેં પહેર્યો મુદ્દાં ન હતો. ને આજે કેમ...?'

'હું લવ-સિક છું!' પત્ની છોળ ઉડાડતી કહે છે, અને પતિ–પત્નીના આલિંગન સાથે ફિલ્મ પૂરી થાય છે.

ઊભા થતાં મને થયું: 'આ લોકોના જીવન માણી લેવાના અભરખાની સાથોસાથ પરસ્પરને રીઝવી મનવી લેવાની ભારતીય વૃત્તિ પણ એમનામાં હવે ઊગી રહી છે એમાં કશો શક જ નથી.

'લવ–સિકનેસ એ ભલે તંદુરસ્તી બગડ્યાની નિશાની હોય, પણ આ લોકો હવે એ રોગ તરફ સજાગ થવા માંડ્યાં છે ને મેડિસિનની શોધમાં છે એ વિષે તો શક જ નથી.'



## ૧૮

# મરેલાં જીવતાં થયાં

**ગામમાં** જ નહિ આસપાસના પ્રદેશમાં પણ જેઠાના વર્તને લોકોને નવાઈમાં નાખી દીધા હતા: 'આની વાવડી ચસકી છે કે શું તે છૂટી કરેલી બાયડી ફરી પાછી તેડી લાવ્યો?...'

કોઈ વળી પાછી આવી હતી એની જ નિંદા કરતા હતા: 'આવનારી કેવી? એક ફરા પંચની રૂબરૂમાં ધણીયે હાથછેડો ફાડી આપ્યો ને ફરી પાછો–કાપેલું નાક ચોંટાડવા દીધું ત્યારે બાઈ જ નાક વગરની ને?...'

પણ બાઈ પોતે પૂછનારને એવો જવાબ આપતી કે એક બે બાઈઓને તો રોકડું જ પરખાવેલ: 'મારો પૈણુત (ધણી) મને તેડી લાવ્યો. એમાં તમારા પેટમાં શું કામ બળે છે?...ધણી છે તે છૂટી ય કરે ને બાંધે ય ખરો. કોઈ બીજાથી તો હું નથી બંધાઈ ને?...ને બંધાઈ તો ય આ જમાનામાં તો ભણેલીગણેલી ઊંચ વરણની બાઈઓ ય છૂટતાં ને બીજે બંધાતાં વાર નથી કરતી ત્યારે હું તો એના એ જ ખૂંટે ફરીથી બંધાઉં છું.' અને એના જેવી એક બોલકી બાઈને તો વળતું એણીએ એવું તો ચોપડાવ્યું હતું! કે'છે, 'હું બોલકી હતી તો તારે એનુ (માધાનુ) ઘર માંડવું'તું ને? હું તો મારે ખાલી કરીને ચાર મહિના પિયર ગઈ'તી!...

તો જેઠો વળી આવો જવાબ આપતો: 'વિધાતાના લેખ ભાઈ. નકર તમે જ વિચાર કરો પંચવાળાઓને કેટકેટલી ખોળાપાથરી

કરીને ને દંડ ભરીને આ બલાને છૂટી કરી’તી ? ને એને જ પાછી હું ને હું તેડી લાવ્યો ને તે ય એનાં કાકાકાકીને ખોળાપાઘડી કરીને, ત્યારે લેખ જ બળવાન ને ?’

આ સાંભળીને સાંભળનાર લોક જેઠાને એવો ઉતારી પાડતા ! વડીલ સરખા તો ઉધડો જ લેતા : મેર હાળા વાયડા ! તુ પાછો અમને બનાવવા જાય છે તે !...

પણ જેઠો તો આ વડીલોના ગળે હાથ મૂકવાનો અભિનય સુદ્ધાં કરતો : ‘આ લો કાકા ! ન માનો તો ભલે બાકી લેખ વગર આમાં કશું નથી.’

‘અલ્યા લેખ તો લેખ પણ હાથે કરીને ભૂસેલા લેખ તારા જ હાથે ફરી પાછા લખાયા કેવી રીતે એ વાત કરને ?’ એક અનુભવી કાકાએ એનો એ જ પ્રશ્ન જુદી રીતે પૂછ્યો.

પણ જેઠો ય આ દુનિયાનું પાણી આઠાંમાઠાં ચાળીસ વર્ષથી પીતો આવ્યો હતો. જાણતો હતો કે પોતે જો પેલા સમણાની વાત કરશે તો—આમે ય મૂર્ખો તો ઠર્યો જ છું પણ વાત કરીશ તો તો—

ખરી રીતે તો જેઠાને આ સમણું પણ નો’તું લાગતું. બલકે પોતાનો જીવ ઊંડા ઊંડા કોઈ કોઠામાં ઊતરી પડ્યો હોય ને એમાંથી પછી દુનિયાદારીના દાખલા દેખાડી કોઈકે જાણે બોધપાઠ ભણાવ્યો હોય એવું જ હતું. પણ જેઠો કંઈ એવો ‘મૂર્ખ’ ન હતો કે આવી ન માન્યા જેવી વાત જાગતાં બની હોય એમ એ પોતે માને...

ગમે તેમ પણ સમણું ગણીને વાત કરે તો પણ મૂળ મુદ્દો તો કહી શકાય એવો હતો જ નહિ. એટલે આમેય લોકો તો એને મૂર્ખ જ ગણવાના હતા ને ઉપરથી પાછા ઠેકડી ઉડાવે એ વધારાની સારૂ એ બધા કરતાં આ લેખની વાત જ શી ખોટી ?

પરંતુ લોકોએ કરવા માંડેલી અટકળોએ જેઠાને એવો તો અકળાવવા માંડ્યો.

હારતો લોકો ભલે અજ્ઞાન અને અભણ હતા બાકી એટલું તો એ પણ જાણતા હતા કે 'ગમે તેમ હોય પણ જેઠાને એવો કાંક ઊંડો ઘા વાગેલો જરૂર. એ વગર આ વઢકણા બૈરાને એ પાછું લાવે જ નહિ. આડોશીઓ પાડોશીઓને તો બૈરું છૂટું કર્યા પછી જેઠાએ ઉચ્ચારેલા શબ્દો પણ યાદ હતા: 'હાશ! મહામુસીબતે પાપ કાઢ્યું!'

લોકો પણ આ બૈરાને પાપ જેવું જ લેખતા હતા. 'એક તો વાંઝિયો પાડો ને જીભ જુઓ તો વેંતની! બાપડાને ક્યારે ય ગોગળે ધાન નિરાંતે નથી ઊતરવા દીધું!'

હવે આવા પાપને જેઠો પાછું લાવ્યો પછી જાતજાતની લોકો અટકળે કરે તો એમનો પણ કેમ વાંક કઢાય!

'કોઈ કે કહ્યું કે જેઠાભાઈના હાથ બળતા'તા એટલે.' તો કોઈ કે વળી, 'વેરણ રાત્યો'ની વાત આગળ ધરી. તો ઝાઝા ભાગના લોકોએ, જેઠાની વહુ વેર થૂંકતી હતી એ વાતને જ મુખ્ય ગણી; કે'તી'તી કે નવી વહુના ખાજે રોટલા! કેટલા દન ખાય છે જો! અરે એવી ભગશે કે કૂવામાં પડવાના વખા (તારે) ન આવે તો યાદ કરજે...'

પણ આ બધી અટકળો ય આમ તો ખોટી જ હતી કારણ જેઠાની પચે જે દિવસ બૈરું છૂટું કરી આપ્યું ને દંડ પણ ઊભાઊભ વસૂલ લીધો એના બીજા જ અઠવાડિયે જેઠા ઉપર સામાં માંગાં આવવા માંડ્યાં હતાં. કેટલાંકની અટકળ એવી હતી કે જેઠાએ પેલી હમણાં જ રાંડેલી રૂપાળી બાઈના કહેવાથી જ આ જૂના બૈરાને છૂટું કર્યું હતું.

પણ આ અટકળ તો જેઠાએ જ્યાં માગાં પાછાં ઠેલવા માંડ્યાં ને રૂપાળીને ય જ્યારે આમ કહ્યું : 'હાલમાં હું હા કે ના કહી શકતો નથી. જોઈએ આગળ ઉપર શું થાય છે' ત્યારે તો આધાર વગરની જ બની રહી.

છતાં ય કોઈ કોઈ કહેતા હતા : 'એ તો અમથું અમથું લોકોએ વાતો કહી એ ખોટી પાડવા, બાકી મહિનો માસ જવા દો ને જો જો પછી હળવેક રહીને જેઠો કોક સમજણી બાઈથી નાતરું કરે છે કે નહિ જો ! ઉપરાંત હવે કાંઈ એ ગાંડો નથી કે ઉતાવળ કરીને જેવા તેવાને ઘરમાં બેસાડી દે. હવે તો એ તેલ જોશે તેલની ધાર જોશે ને પછી જ...

પણ બબ્બે મહિના થવા છતાં ય જેઠો તો અરે તેલ કે તેલની ધાર જોવાની ક્યાં વાત ! ઊલટો એ તો વેરાગી વાતો કરવા લાગ્યો.

'કાંઈ નહિ કાકા હવે વનમાં પેસવા આવ્યા છીએ ત્યારે કોણ એ ડખામાં પડે !'

અને કાકા જ્યારે સંતાનની વાત કરતા ત્યારે તો વળી "સિદ્ધનો બેટો' હોય એવી જ ઢબે વાત કરતો: 'છોરા ને છોરા કાકા ! આપણે શું દિલ્હીની ગાદી ખાલી પડી જવાની હતી ?...હવેના જમાનામાં તો ચાકરીની ય ચિંતા નથી. જુઓને આ વાત્રકનું દવાખાનું ઠેઠ આપણા આંગણામાં ઊઘડ્યું છે. પાસે બે પૈસા હશે તો કે'નારે કહ્યું છે. 'હાથ પોલા તો ઘણા ગોલા.' છોરા તો કાં તો–સુપૂત હોય તો ઠીક નકર ઊલટા ચાકરીને બદલે આપણી કાકરી કરે જ્યારે દવાખાનાનો તો ધંધો જ ચાકરીનો...!'

આમ જુઓ તો જેઠાની વાત ડહાપણની હતી છતાં ય કોણ જાણે કેમ ભાગ્યે જ કોઈના ગળે ઊતરતી હતી.

અને આનું કારણ જો આપવું હોય તો આપી શકાય : માણસ પોતે પોતાને ઓળખે છે એના કરતાં લોકો એને વધારે સારી રીતે ઓળખતા હોય છે.

એટલે જ તો વૈરાગની વાતો કરનાર જેઠાએ જ્યારે છૂટી કરેલી વહુને વાળી પાછી ઘરમાં બેસાડી ત્યારે કેટલાક અનુભવીએ પોતે ભાખ્યુ ભવિષ્ય સાચું પડ્યું હોય એ રીતે બોલી ઊઠ્યા : 'અમે તો કે'તા'તા કે વેરાગફેરાગ ફાંકાં છે.'

પણ આમને જ્યારે કોઈ ઉદ્ધત જુવાન સવાલ કરતો : 'તો હવે બતાવો કાકા, જેઠાએ પૈણુતને છૂટું શું કર્યું ને ચાર મહિના તો થયા નહિ ને એને પાછું ઘરમાં શું બેસાડ્યુ ?'

બિચારા કાકા ! ફિક્કુ એવું હસતા એ જ પાછા કહેવા લાગતા: 'ભાઈ લાકડાનું પોલું ને મનનું મેલું શું ગમ પડે.' વળી કહેતા 'ઉપરના લાકડાને તો વાઢ મૂકીને ય શોધી કઢાય પોલું છે કે નક્કર પણ મનેખને શું' કરવું કરવું ?'...

ને પછી 'કાકા' જેવા પણ જેઠાને બોલતો કરવા જ ન હોય એ રીતે કહેવા લાગ્યા : 'જેઠો કાં તો ડરી ગયો કે છૂટી થયેલી વહુ પોતાનું ખૂન કરાવશે કે કાં તો છેવટ કોકના પાસે મૂઠ મરાવીને મારી નખાવશે !...

પરંતુ જેઠાએ તો આ અટકળને ય–દવાનો ઘૂંટડો ગળી જતો હોય એ રીતે– અલબત્ત રોષ અને તિરસ્કારથી સ્વીકારી લીધી : 'ભાઈ એમ પછી કાંઈ કે'વું છે...?'

પરંતુ આમ કહેવાથી–લોક તો ઠીક પણ સંબંધીઓ ને મિત્રો એમ જેઠાનો કેડો છોડે એવાં ઓછાં હતાં...?

ને છેવટ પછી જેઠાને 'લેખની સાથે આટલું ઉમેરવું પડ્યું : 'મને એની (વહુની) દયા આવી, બીજું કંઈ નહિ !'

તોય પેલાં સંબંધીઓ માનવા માટે તૈયાર નો'તાં. સવાલ કરતાં 'દયા શું કામ આવે? બાઈને કઈ બીજું ઘર મળવાનું નો'તું કે કેમ તે દયા આવે! અરે પિયરમાં બેસી રહી હોત તોય એના ભાઈઓને એ કંઈ ભારે પડવાની નો'તી હાંકે?'

ને વળી જેઠાએ એક વાકય વધાર્યું: 'ભાઈ એના ગુણ યાદ આવ્યા, હવે તો માનશો ને....?'

'એ વાત માનવા જેવી ખરી પણ કયા ગુણ એ તો કો' હવે?'

ને જેઠો અહીં એવો તો સાણસામાં સપડાઈ ગયો કે–

હાસ્તો જે ગુણને લીધે છૂટી કરેલી બાયડીને ચાર મહિના પછી પાછી લઈ આવ્યો એ ગુણ જો ગુણ જ હોય તો કહેવામાં હવે વાંધો શો હતો? ઊલટાના એવા ગુણ તો લોકો આગળેય ગાવા જોઈએ!

વાત તો સાચી હતી પણ સાથે સાથે આટનું કહ્યા પછી જેઠો હવે એવી ધાર ઉપર આવી ઊભો હતો કે એક પણ અક્ષર બોલે તો– આબરૂના કાંકરા થાય એ તો ઠીક પણ પોતાને ડૂબી મરવાનો વખત આવે ને બાયડી તો કોણ જાણે શુ ય કરે!

અરે છૂટી કરવા છતાં ય જેઠાની આ છાની વાત બાયડીએ ક્યાય ન કરી એ ગુણ ઉપર જ તો જેઠો એને પાછી લઈ આવ્યો હતો ને?—

એક દિવસ પેલું સમણુ આવ્યું હતું એમાં પણ ઊંડા ઊતરી પડેલા જેઠાને આ જ દેખાયુ હતુ: 'બાયડીને જો તારા ઉપર સાચેસાચ અણગમો હોત ને તને એ સાચી રીસમાં લઢતી હોત તો તારી પેલી છાની વાતનો ઢંઢેરો એવો ફૂંકત કે બીજું કોઈ બૈરુ તારી સાથે ઘર માંડવા તૈયાર જ ન થાત. અરે ડૂબી મરવાનો વ

'આવત...! અને પછી આ 'સમણુા' એ જેઠાની બુદ્ધિ કારણે લાવતાં બોધ પણ આપ્યો હતો : 'જો ગાંડા આ તો સંસાર છે એટલે રગડાઝઘડા તો ચાલતા જ રે'વાના.. આ બાઈ આમ બોલકી છે એ ખરું પણ તું ય ક્યાં ઓછું બોલતો'તો ? તું તો એની મા–બુને ય ખોતરતો'તો. પછી એ તને તુંતુંકારો કરે કે તારી જ ગાળ તને સામી સોંપે તો એમાં એનો એકલીનો દોષ ન ગણાય હાં કે! લોકોને સંભળાવવા તું એને ઘણા ફરા કે'તો, 'કાણું ઘોડું ને કૈડકણું!' પછી એને ઝાળ ન ઊઠે? તો ય બાપડીએ કોઈ દન તને ઉઘાડો નથી પાડ્યો. નકર એને કે'તાં ન'તું આવડતું : 'કાણો તો પીટયા તું છે કે હું?' અને જો તું ઝાઝું જોર કરત તો તારી વાત એ ઉઘાડી જ પાડી દેત : 'ભૂલી ગયો હોય તો હેંડ દવાખાને ફેર (ફરીથી) જઈએ ને પૂછી જોઈએ દાક્તરને કોણ કાણું છે તું કે હું? લઈ લે સાથે કોક ત્રાહિતને હેંડ!'

પણ આવું બધું કે'વાને બદલે ઊલટાના એ દાંત પીસીને હાથનો અભિનય કરતાં જેઠાને આમ જ કે'તી 'લાજ જરા લાજ મને સામેથી કાણી કે'તાં!'

અરે છૂટી કરી ત્યારે એણે ભભમ રીતે જ કહ્યું હતું : 'છૂટી તો કરે છે પણ યાદ રાખજે, કાં તો પારકું પાપ ઘરમાં લાવશે કે કાં તો તારી ફજેતી કરશે.'

અલબત્ત સાંભળનાર લોકોએ તો એક કાને સાંભળ્યું ને બીજા કાને કાઢી નાખ્યું. લઢનાર માણસના શબ્દોનો અર્થ કરવા કોઈ ન બેસે. અર્થ કરે તો પણ સમજનાર તો સમજે છે કે આવી લડાઈનો અર્થ જ એટલો : ગમે તેમ બોલીને સામાને બાળવો...!

જો કે જેઠાની વહુના હૈયાબળાપાએ કેટલાંકના અંતરમાં દયા પ્રેરી હતી. બે ત્રણ આગેવાનોએ એક બાજુ લઈ જઈને જેઠાને

સમજાવવાનો પ્રયત્ન પણ કરેલો 'એમ કરો તો જેઠાજી...? આ બાઈ ભલે રહી ને વસ્તાર માટે બીજી કરો તો?'

જેઠાએ કંટાળો કાલવતાં કહ્યું હતું: 'વસ્તારની માને ક્યાં નાતરે દો છો? અત્યારે જ કકળાટ આડે મારા ગળે પાણી સુદ્ધાં નથી ઊતરવા દેતી એ શોક્યને જોઈને શું નહિ કરે?' ઉમેર્યું હતું: 'હું કાંઈ વસ્તારનું નથી કૂટતો. હુ તો હવે પાછળના અવતારમાં સુખે ઢેબરું મલે ને જીવને શાતિ પડે એ જ ઇચ્છું છું.'

વાત પણ સાચી હતી–નજરે બધા જોઈ રહ્યા હતા: બાઈનો બુધવાટ ને ફુવાડાફાડ બોલી! આવી બાઈ શોક્યનું સાલ જોઈને શું કરે ને શું ન કરે!

ને જેઠાની દયા તાકી છૂટી કરતાં આ ડાહ્યા લોકોએ બાઈને પણ એના લાભની વાત કરી હતી: 'આવા કકળાટમાં તને ય શું સુખ છે બાઈ! એના કરતાં આપણી નાતમાં બૈરાની ગરજવાળા ઘણા છે બાપડા. તારા તકદીરમાં સુખ હશે તો કોકને કોક રોટલાનો ગરજવાન તને ય મલી રે'શે.'

પણ બાઈ એ આ દયા ખાનારાઓને એવા ઊધડા લીધા હતા! કે' છે: 'કૂવામાં પડેને રોટલાના ગરજવાન તમારા! મારે શું ઉતાપણામાં મેલવા છે. મારાથી મારા પંડનું પોપણ નહિ થાય તે ઉલમાંથી પાછી ચૂલમાં પડીશ!'

જેઠો અહીં પત્નીના એકે એક શબ્દને સાંભળી રહ્યો હતો. એનો અભિનય એવો હતો કે ક્યારે વહુ 'કશુંક' ઝાપટે ને ક્યારે પોતે એને ઊનું ઊનુ પીરસી દે!'

પણ બાઈ એ એવું કંઈ કહ્યું જ નહિ...

અરે પિયરમાં ગયે ચચ્ચાર મહિના થવા છતાં ય પોતાની ફજેતી થાય એવું કશું બાઈના તરફથી સાંભળ્યું નહિ ત્યારે તો જેઠો ખરેખર

વિચારમાં પડી ગયો. ઘણી વાર સવાલ થતો : ‘ શું હશે તે મૂંગી થઈ ગઈ?...એને વિચાર કાં તો હું બીજું બૈરું કરું પછી મને ઉત્તાડો પાડવાનો તો નહિ હોય...?

અલબત્ત જેઠાને તો જ્યારથી પોતે વહુને છૂટી કરવા બેઠો હતો ત્યારથી જ હતું કે રાંડ જો મારી ફજેતી કરશે તો એવી ઠોકીશ ને કહીશ પછી કે કાંઈ ન ચાલ્યુ એટલે રાંડ તું મારી ખોડ કાઢવા બેઠી છે...એમ હતું તો દાક્તરખાને જઈ આવ્યાં એ વખતે જ શું આપણા હેતમાં ગાંઠિયા પડી જતા'તા તે છૂટી ન થઈ? ને મારામાં જો ખોડ હોય તો તો સામેથી હું તને છૂટી કરું છું એ જોઈને તારે તો ઊલટા રાજી થવું જોઈએ! ને પછી લોકોને ને પંચવાળાઓને પણ મનોમન સંભળાવવા લાગત : ‘ જુઓ જુઓ! રાંડે હવે રહીને રહીને આ તુક્કો ઊભો કર્યો છે એ. એના મનથી એમ છે કે છૂટી થઈશ તો મને વાંઝિયા પાડાને બીજું કોઈ પૈણશે નહિ એટલે પછી મારી ખોડ રાંડે હવે બેઠી કરી!....

અરે વહુએ જેઠાની ખોડ કાઢી હોત તો પણ લોકો જ આ ન માનત. ઊલટાના વહુને જ હસવા લાગત: ‘ મેર ગાંડી! ગમે તેટલી જેઠાની ખોડ કાઢે ને ગમે તેટલું દાક્તરનું નામ લે પણ મર્દ અને નામર્દ તે કાંઈ ઢાંક્યો રહેતો હશે. જેઠા તો વળી એવો છે કે–જોને, તને છૂટી કરતાં પે'લાં તો સામેથી માંગાં આવવાં માંડ્યાં છે, જ્યારે તારે–તો કોક બાપડો હાથનો બળતો ઊભો થશે તોય કચવાતા મને– ‘ હેંડો, વસ્તાર નહિ થાય તો કાંઈ નહિ પણ ઢેબરું તો બાપા ખવરાવશે!’ આમ ગણીને!’

આમ જેઠાના પક્ષે સમાજ હતો ને સમાજની સમજણ હતી, તો પત્ની પણ એને રાંડી છાંડી પાંચ સાત સ્ત્રીઓમાંથી મનપસંદ મળી શકે એવી એની આર્થિક સ્થિતિ અને આબરૂ પણ હતી.

ને વહુ પણ હવે છૂટી થઈ ગઈ હતી.

એટલું જ નહિ, 'ઓળે (ઠેકાણે) જીલ રાખીને' બેસી ગઈ હતી. ને એવી વાતો આવવા માંડી હતી કે, મોટા ભાઈના ત્રણ દીકરાઓમાંથી એકને ખોળે રાખીને કાયમ ખાતે પિયરમાં જ નાનું-મોટું છાપરું કૂટીને અવતાર ખુટાડવાની છે.

આ સાંભળી જેઠાને એવું કંઈક થવા લાગ્યું : કેમ જાણે વહુની સામે વઢવા માટે ઘોડે પલાણ માંડીને ને બખ્તર હથિયાર સજીને પેંગડે પગ દેવા તત્પર હોય ને ત્યાં જ કોઈએ આવીને સમાચાર ન આપ્યા હોય : 'આપણ જાણતા'તા કે દુશ્મન આવે છે પણ આ તો આપણો દોસ્તાર નીકળ્યો !'

અને પેલુ સમણુ આવ્યા પછી તો જેઠાની અકળામણ એવી તો વધી પડી કે ચોમાસાનો દિવસ હતો ને એકલા હાથે ઘરમાં કામનો પાર નો'તો છતાં ય એ વહુને મળવા ત્રણ ગાઉ ઉપર આવેલા સાસરાએ જવા રવાના થયો.

ને સસરાના એક ખેતરમાં રાહ જોતો એ માથાપૂર મકાઈમાં બેસી રહ્યો : 'હમણાં ચાર લેવા આવશે...હમણાં પેલા નેળિયામાં આવતી દેખાશે !...

થાકીને ઘેર જવા કરતો હતો ત્યાં જ સંભવ છે જેઠાની અગત જ વહુને ખેંચી લાવી હોય તો–સામે નેળિયે એને આવતી દેખી...

ને ઘાસ વાઢતી વહુ અચાનકનો પોતાને જોઈને ડરની મારી રખેને બૂમ પાડતી એ બીકે અગમચેતી રૂપે પોતાના આવ્યાની ખબર આપ્યા પછી જ એ છતો થયો.

વાત પણ એણે સીધી જ ઉપાડી : 'કેમ તું ચાર ચાર મહિના થયા તો ય બેસી રહી છે...! બીજું ઘર કેમ માંડતી નથી ?'

ને પત્નીએ જ્યારે બીજું ઘર માંડવાની જ ના પાડીને સામેથી જેઠાને પૂછ્યું : 'તમે શું કામ બેસી રહ્યા છો એ કો'ને ?'

જેઠાએ વહુનું જાણે પારખું લેતો હોય એવી જ રીતે વાત કરી: 'હું બૈરું કરું ને તું કા તો પેલી વાત ઉઘાડી પાડે તો?'

'મારે પાડે બલા રાત' વહુએ છણકા સાથે કહ્યું: સાથે સાથે અટકી ઊભેલું દાતરડું પણ ઘાસ ઉપર વીંઝવા માંડ્યું.

'વેર તો ખૂંકતી'તી ને હવે કેમ 'બલા રાત' કે' છે?

'કેમ તે–તને મરેલાને શું મારવો છે,' એમ કહીને વહુએ ઘાસ કાપતાં કાપતાં કહ્યું.

'તો તો હવે મારી તને દયા આવે છે એમ જ કે' ને.'

'દયા કે'તો દયા ને જે કે' એ, પણ જો એમ ન હોત તો દવાખાનાથી તારી સાથે વેર જ શું કામ આવત હું...? પછી મને કોણ રોકનાર હતો?'

'તો પછી એટલો બધો ભભડા શું કામ ચલાવતી'તી?'

'તું ચલાવતો'તો કે હું...? કાણું થોડું તો તું મને કે'તો'તો... તો ય મેં તારી દયા ખાઈ ને કોઈ દન તારું પોતિવાર (આબરૂ) ઉઘાડું પાડ્યું ય નથી ને પાડવું ય નથી.'

ને જેઠો પછી વહુની ઉપર એટલો બધો પ્રસન્ન થયો કે—

પંદર જ દિવસમાં વહુના ભાઈઓનું મન મનાવીને ને નાતની માફી માગીને તેડી લાવ્યો.

પણ તેઓ પછી ય લોકોને એ મૂળ કારણ કેવી રીતે કહી શકે? ખુદ વહુએ જ એને ચેતવ્યો હતો. દવાખાનેથી પગ બહાર મૂક્યો હતો એ વખતે જેવો ચેતવ્યો હતો એવો જ પાછો આ વખતે ય: 'ખબરદાર કોઈ ઠેકાણે છોકરું ન થવામાં મારો નહિ પણ તારો દોષ છે એ વાત જો ક્યારે ય બહાર પાડી છે તો...?'

હાસ્તો ! પોતાને કોઈ વાંઝિયું કે' એ પોપાય પણ ધણીને કોઈ 'રાંડવો' કે' તો પોતાને ય કેવું થાય ?!'

ત્યાં તો જેઠાની વહુ ભાઈનો દીકરો લઈ આવી ને જેઠાને પણ એવો મુદ્દો મળી ગયો કે—લોકોને ગળે પણ ચટ કરતોકને ઊતરી ગયો. કે'છે : તમે બધાં હાથ ધોઈને મારી પાછળ પડ્યા છો તો સાભળો. ત્યારે સહુ કોઈ જાણો છો કે મૂગા તો હું બાળકને દુઃખે જ બીજું બૈરું કરતો હતો. એવામાં જ મારા કાને વાત આવી કે જૂનું બૈરું એના ભાઈનો છોરો ખોળે લેવા માગે છે. પછી મેંય વિચાર કર્યો કે બીજું બૈરું ય કેમ જાણ્યું કે પેટ માંડશે ? ...ત્યારે એના કરતાં આ દસ વરસના છોરાવાળું જૂનું બૈરું જ તેડી લાવીએ તો શું ખોટું ? ને એમ ગણીને હું ફરી પાછી તેડી લાવ્યો.'

ને આ સાંભળીને લોકોએ પણ જેઠાની અટકળનાં એવાં તો વખાણ કર્યાં કે !—

જ્યારે વહુએ તો વળી આ અક્કલવાળા પતિની એવી સરસ રમૂજ કરી ! કે'છે : 'હવે કે'વો છોરો જોઈને ટાઢો પડી ગયો કે 'તુ' સુદ્ધાં મને નથી કરતો ?'

જ્યારે જેઠો તો હજી જવાબ જ શોધતો હતો : 'ટાઢો તો હું પડ્યો છું કે આવી આ હવે છોરો જોઈને ટાઢી પડી છે ?'

❀

# મેચિંગ કલર

**મહેમાનના** સત્કારની ને ઉત્સવ વગેરેની પૂર્વ તૈયારી થઈ ગયા પછી શાળાનાં આચાર્ય મૃદુલાબહેને મોટર તરફ ફરતાં મુખ્ય સંચાલકને કહ્યું: 'કપડાં બદલીને આવું છું હું કલાકમાં.'

ને નદી પાર આવેલા પોતાના બંગલા તરફ મોટરને ફટકારી મૂકી...

પરંતુ આજે પિસ્તાળીસેકની ઉમ્મરનાં મૃદુલાબહેન નાહ્યા પછી કપડાં બદલતાં જેટલાં ઉતાવળાં હતાં એટલાંજ વ્યગ્રતામાં ડૂબવા લાગ્યાં. વ્યગ્રતામાંજ અડધાં તો એ વ્યસ્ત સરખાં લાગવા માંડ્યાં.

આવો કોઈ પ્રસંગ હોય ત્યારે પતિને બોલાવી એમની સંમતિ મેળવતાકને પોતાના મનને એ ઘણી વાર મનાવી લેતાં. પણ આજે તો પતિ પોતે ઘરમાં હતા ને એ પણ આ ઉત્સવમાં આવવા તૈયાર થઈ રહ્યા હતા છતાંય મૃદુલાબહેન આ રીતે તોડ કાઢવા બિલકુલ તૈયાર નો'તાં.

બે-ત્રણ બ્રેસલીન ને પાંચ સાત બ્લાઉઝ એમને પહેરી પહેરીને કાઢી નાખવાં પડ્યાં હતાં. બ્લાઉઝની અંદર દેખાતી બ્રેસલીનનો મેળ મથીને ખવરાવતાં ત્યાં તો સાડી આવતાં બ્રેસલીન કાં તો મોં છુપાવી દેતી હતી કે કબજો કાં તો મોં મચકોડીને ઊભો રહેતો-- ત્રણેનો કલર મેચ જ નો'તો ખાતો. અલબત્ત ભાતીક બે ચૈણિયા બદલીને સોનેરી

ફીતનો પહેર્યો હતો ને એ તો બિચારો દરેક સાડીમાં સારો સહકાર આપતો હતો– ભાગ્યે જ કોઈ સાડીમાં પોતાનું મોં છુપાવતો હતો– સદાય બસ હસતો હતો.

પછી તો મૃદુલાબહેને– પહેરી પહેરીને કાઢી નાખેલાં કપડાંનો એ ઢગ જોઈ રખેને આ જુવાન સરખી રસોયણ બાઈ મનમાં મનમાં હસવા લાગતી, આવી કોઈ શંકા સાથે એને પણ, 'જો તો, સાહેબ તૈયાર થયા છે કે?.... તૈયાર થાય પછી એ તરફનાં બારીબારણાં વાસવા માંડજે.' આમ કહીને ત્યાં આગળથી વેગળી કરી.

ને જોનારનું કોઈ નડતર હોય ને એ પણ હવે નીકળી ગયું હોય એ રીતે શાન્ત ચિત્ત થવાના પ્રયત્ન સાથે વળી પાછાં એ કપડાનું રિહર્સલ કરવા લાગ્યાં.

મૅચિંગની આ જહેમત પાછળ ઊભેલો છએક વર્ષ ઉપર બની ગયેલો પ્રસંગ પણ સ્મરણમાં ઊભો કરીને જોવા લાગ્યાં—

ખાસ તો કેવાં કપડાં એ વખતે પહેર્યાં હતાં એ યાદમાં લાવવા.

સ્મરણપટમાં ઊપસી આવેલા આ આહ્લાદક દૃશ્યમાં—પ્રોસેસિંગ કરવા છતાં ય કપડાંનો મૅચિંગ કલર કળી શકાય એવો ઊપસ્યો નહિ. પણ બંગાળી ઢબે સાડી પહેરી હતી એ જાણે કે દેખાઈ આવ્યું. એની સાથે જે ઠસ્સાથી એ વખતના મહેમાનને પોતે હાર પહેરાવ્યો હતો ને વિદાય વખતે જે છટાથી પોતે એથી સાથે હાથ મિલાવ્યો હતો એ બધું પણ ટેલિવિઝન જોતાં હોય તેમ ઊપસી આવ્યું.

મૃદુલા બહેનનાં ઢીલાં પડેલાં ગાત્રોમાં એવો તો કોઈ રોમાંચ થયો!–

સ્વનિરીક્ષણની આદત હોત તો પોતાને ય આ રોમાંચ જોઈને નવાઈ લાગત. આ વ્યક્તિથી હાથ મિલાવ્યો ત્યારે પણ એમને–મનની અંદર લહેરની એક લહેરખી ભલે ઊઠી હતી. બાકી યુવાનીને રામ

રામ કરવા હાથ ઊંચકી ચૂકેલાં એ ગાત્રોમાં તો સહેજ પણ ફરકાટ નો'તો થયો.

વળી હાથ મિલાવતાં એ વ્યક્તિએ પ્રશ્ન કર્યો હતો એ પણ અત્યાર સુધી તો અવચેતનાની ઊંડી ઊંડી કુહરોમાં પાનખરનું કોઈ પાંદડું બિચારું પડ્યું હોય એ રીતે જ નાચીજ થઈને પડ્યો હતો—હસ્તધુનનનો પ્રસંગ અને એ વ્યક્તિ સુદ્ધાં

આ તો જ્યારે મૃદુલા બહેનની શાળાની રજત જયંતી આવી ને મુખ્ય મહેમાનના પ્રશ્ન સાથે ટ્રસ્ટીઓએ રાજ્યપાલશ્રીનું નામ સૂચવ્યું ત્યારે જ એમને આ રાજ્યપાલશ્રી સાથેનો છએક વર્ષ ઉપરનો પેલો પ્રસંગ યાદ આવ્યો.

એ વખતે પણ આમની કારકિર્દી એક અભ્યાસી પુરુષ તરીકે ગુજરાતમાં સારી હતી. અહીંના એક પૈસાદાર કુટુમ્બ સાથે એમને કોઈક સંબંધ હતો ને ગુજરાતી પણ એ સારી રીતે બોલતા હતા. એટલે જ તો એક વાર એ અહીં આવ્યા હતા ત્યારે અહીંની એક સ્ત્રીસંસ્થાનાં ચેરમેન મૃદુલા બહેને એમને વાર્તાલાપ માટે નિમંત્ર્યા હતા ને ?

પ્રસંગ પૂરો થયા પછી મહેમાનશ્રીને વિદાય આપતાં ચેરમેન તરીકે મૃદુલા બહેન મોટર સુધી એમને મૂકવા પણ ગયાં હતાં.

ને વિદાય વેળાનો હાથ મિલાવતાં આ લહેરી સ્વભાવના મહેમાને એમને મીઠા એવા સ્મિત સાથે પૂછ્યું હતું : 'કેટલાં વર્ષ થયાં મૃદુલાબહેન ?'

પશ્ચિમની કેળવણી લઈ આવેલાં મૃદુલાબહેન ક્યાં કાચાં હતાં ? ગાલમાં હસતા સામેથી સવાલ કર્યો : 'તમને કેટલાં લાગે છે ?'

'પાંત્રીસનાં તે...ત્રીસનાં વળી.' મહેમાને ઊપડતી મોટરે કહ્યું હતું. (એમનું શું જવાનું હતું !)

એક રીતે તો આ પ્રશ્ન સામાન્ય રસિકતાનો જ હતો માત્ર. ન તો એમાં કોઈ નવીનતા હતી કે ન હતી કોઈ શાયરી પણ– ચાળીસેકનાં મૃદુલાબહેને પણ સહજ ભાવે થોડુંક ગુમાન માણ્યુ હતું એટલું જ. બાકી વળતી ઘડીએ તો મહેમાનશ્રીના આ શબ્દો પણ, આટલી ઉમ્મરમા સાંભળેલાં પ્રસશાનાં પુષ્પોના વાસી ઢગલા ભેગા એવા થઈ ગયા હતા કે ઘેર જઈ મહેમાનના પ્રવચનની પતિને વાત કરતાં એમના આ ઉમ્મર વિષેના આડકતરાં વખાણ વિષે કહેવાનું પણ ભૂલી ગયાં હતાં.

પરંતુ આ છએક વર્ષના ગાળા પછી સાધારણ સરખા આ શબ્દો કોણ જાણે કેમ મૃદુલાબહેનને આજે અસાધારણ લાગવા માંડ્યા. એમાં રહેલી વ્યંજના આટલાં વર્ષે ફાલીફૂલી વેલની જેમ જાતજાતના આકારો મનોપ્રદેશમાં રચતી હતી ને ઉરની અંદર આહ્લાદક ભાવો જગાડતી હતી...

ગમે તેમ પણ ઓટ તરફ જઈ રહેલા યૌવનને ને સૌન્દર્યને મૃદુલાબહેને આજે કપડાંના જોરે ભરતીએ ચઢાવવા ધાર્યું હતું, એમાં તો કોઈ શંકા જ નો'તી.

પોતે પોતાને પૂછ્યું હોત કે શું કામ આજે ભરતીએ ચઢાવવાં છે ? તો આનો જવાબ એ પોતે પણ ભાગ્યે જ આપી શક્યા હોત ! આપ્યો હોત તો પણ આ રીતે : 'અમસ્થા, બસ !'

જો કે અત્યારે તો મન જ એમનુ કપડાંમાં ને ઘરેણાં સાથે પોતાનાં અંગોને સોહાવવામા એટલું બધું મશગૂલ હતું કે આવો કોઈ પ્રશ્ન જ ઊઠવો મુશ્કેલ હતો.–

તૈયાર થઈને આવેલા પતિએ અર્ધ ઉઘાડા બારણામાંથી ડોકું કર્યું. પત્નીને ચૈણિયા અને બ્રેસલીન ઉપર જોતાં બોલ્યો : 'હજુ તો તમે બાથમાંથી નીકળતી સોફિયા લોરેનના જ વેશમાં છો મૃદુલા—

આડો દિવસ હોત તો સોફિયા લૉરેનની ઉપમા ઉપર મૃદુલાબહેને ભૃકુટિના ધનુપ ઉપર તીરછાં તીર ચઢાવ્યાં હોત. વળી 'બાથમાંથી નીકળતી' એ શબ્દો સાથે, ગયા અઠવાડિયે જોયેલી ફિલ્મનું માદક દૃશ્ય આવતાં પતિના આ તોફાની સૂરમાં—

કોણ જાણે પોતાનો કયો સૂર મેળવત એ તો!

બાકી અત્યારે એમને ન તો સોફિયા લૉરેનની અંગડાઈ યાદ આવી કે ન સ્પર્શી પતિની રસિકતા પણ. મૂળ પ્રશ્નનો જ સીધો સાદો જવાબ આપ્યો: 'બસ હવે વાર નહિ લાગે. બાઈને કો' કે બારણાં વાસે.'

છતાં ય પતિએ જતાં જતાં યાદ દેવરાવ્યું: 'અડધો પોણો કલાક તમારે આગળ જવું જોઈએ હાં કે'—

'પાંચ જ મિનિટ હવે' ને મૃદુલાબહેને સફેદ રંગની અણીદાર ઍસલીન ઉપર મહીમ વણાટનું કાળું બ્લાઉઝ ચઢાવી લીધું. સાડીનો રંગ પણ આછો આસમાની પસંદ કર્યો. પ્રસાધન પણ—ભરાવદાર ગાલ ઉપર ગુલાબી રંગનું ક્રીમ અને આંખની અંદર ઊંડે ઊંડે સુરમાની એક આછી હવા આંજી લીધી. વાળની એક લટ પણ આંખના ખૂણા ઉપર એવી રીતે પ્રયોજી કે એ (લટ) જ જાણે તોફાની હોય ને બંધનમાંથી છૂટીને આ સરિયામ રસ્તે આવીને ન ઊભી હોય!

પર્સ લીધી ને સોનેરી પટીવાળાં ચંપલ પહેરી રસોયણ બાઈને ચાલતા ચાલતાં જ સૂચના આપી: 'જરા રહીને રસોઈ બનાવજે કે ટાઢી ન થાય. બાબો પણ સ્કૂલમાથી અમારી જોડે જ આવશે. નાસ્તો–બાસ્તો ન બનાવતી.'

પોતે મોટર હાંકશે તો અંગોમાં ઓર સ્ફુર્તિ આવશે એવા કોઈ વણવિચાર્યા ખ્યાલથી મૃદુલાબહેને સ્ટીયરિંગ તરફ ડગ ભરતા પતિને પણ પાછા વાળ્યા: 'લેટ મી ડ્રાઈવ સુપી.'

ચુપીએ પણ પત્નીનો આજનો તરવરાટ અને–કપડાં કરતાંય કપડાંમાંથી વ્યક્ત થતાં અંગોનો ઠસ્સો જોઈને પાછા ફરતાં રમૂજ સાથે પાનો ચઢાવ્યો : 'જો જે હોં દોસ્ત! આજે તારે રાજ્યપાલને સુખડનો હાર પહેરાવવો છે એ ઉલ્લાસમાં વચ્ચે ક્યાંય ભટકાવી મારતી!'

સંભવ છે પતિના આ શબ્દો મૃદુલાબહેનના વર્તમાન માનસને સ્પર્શ્યા હોય તો! જવાબ પણ એમણે હોઠમાં હસીને એવો જ આપ્યો : 'અત્યાર સુધી 'ભટકાવ્યો' છે કોઈ વાર ચુપી?...બસ તો.'

ચુપી પણ વિદ્વાન હતા. સમજી ગયા. ભટકાવ્યાનો અર્થ 'ભટકતો કરવો' એવો મૃદુલા આ પળે કરી રહી છે...

મૃદુલાબહેન એવા તો તાનમાં હતાં કે મોટર હાંકતાં મનોમન એ 'ભટકાવું' શબ્દની આસપાસ જ વિચારવા લાગ્યાં. પોતે ક્યાંય ભટકાવું નહિ ને પુરુષોની નજરને આપણ ઉપર ભટકતી કરવી એ પણ એક અનોખી જાતનું તપ છે હાં કે....જોઈએ છીએ રાજ્યપાલને છ એક વર્ષ ઉપરનો એ પ્રસંગ યાદ આવે છે કે નહિ?......અને ધારો કે છ વર્ષ ઉપરની વાત છે એટલે આપણને એ ન ઓળખી શક્યા તો ભાષણ તો મારે જ કરવાનું જ છે. આપણે જ આ પ્રસંગની યાદ આપીશું પછી તો એ ઓળખશે ને?... આ વખતે પણ હાથ કાં તો મેળવે ય ખરા...

સજાવેલા એ કંપાઉન્ડમાં પ્રવેશતાં તો આશાભર્યાં મૃદુલાબહેનને આમ પણ થયું : 'મને તો લાગે છે આ વખતે પણ એ પેલો જ સવાલ પૂછવાના છે... ભલું હશે તો આમ જ કે'શે : 'છ વર્ષ ઉપર જોયાં હતાં એનાં એ જ લાગો છો મૃદુલાબહેન!'...

પણ સમય પ્રમાણે આવી પહોંચેલા રાજ્યપાલશ્રીનું સ્વાગત કરતાં મૃદુલાબહેને જોયું તો એમના મુખારવિંદ ઉપર છને બદલે

છવ્વીસ વર્ષનો ભાર ચઢેલો હતો. તો આંખોમાંનો હળવો બલ્કે રસિક ભાવ પણ લોખંડના ગઠ્ઠા જેવો ઘટ્ટ અને ગંભીર હતો.

પણ આનુ કારણુ મૃદુલાબહેને શોધી કાઢ્યું: 'રાજ્યપાલ જેવા ગૌરવભર્યા હોદ્દામાં તો આમ જ હોયને?...બાકી માણસનો મૂળ સ્વભાવ કંઈ જતો નથી. જોજેને તું પેલા પ્રસંગની યાદ આપીશ કે તરત જ એ ખીલી ઊઠશે...

પ્રંતુ જ્યારે મૃદુલાબહેને પોતાના ભાષણમાં એ પ્રસગની યાદ આપી ને આડકતરી રીતે એમના લહેરી અને મિલનસાર સ્વભાવનો ઉલ્લેખ કરતાં બે-ત્રણ વાર એઓશ્રી તરફ પલકારો માર્યો છતાંય એ તો હનુમાનજીના રૂપમાં અવિકારી જ લાગતા હતા!...

એમણે પોતે ભાષણ કર્યું ત્યારે પણ ન તો મૃદુલાબહેને યાદ કરેલા પ્રસગનો ઉલ્લેખ કર્યો કે—

અરે મોટરમાં પોતે મૂકવા ગયાં ને વળી પોતે યાદ કરાવ્યું. 'એ વખતેય હુ આપને મોટરમાં બેસાડવા આવી હતી ને આપે મારી ઉમ્મર વિષે પ્રશ્ન પણ પૂછ્યો હતો.'

'હાં હાં. આવ્યું સ્મરણમાં: તમે મને વિરહ વ્યાકુળ રાધાનું મણિપુરી નૃત્ય દેખાડ્યુ હતું. તમારું નામ ભૂલી ગયો છું બાકી ચહેરો બરાબર યાદ આવે છે મને.' ને સ્મિત સાથે મોટરમાં બેસતાં રાજ્યપાલશ્રીએ ઉમેર્યું: 'અદ્ભુત નૃત્ય હતું!'–

બિચ્ચારાં મૃદુલાબહેન! એવો તો ઘા પડ્યો હતો કે એ ઘામાંથી લોહી નહિ—નર્યું પસ નીકળતું હતુ!

❀

# દોલત

'ચૂલ બનિયા જમી લઈએ.'

'જમીને જ આવ્યો છું દોલત, જમી લે તું...જમતો થા. પાણી હું લઈ આવું છું.'

ટિફિન સાથે ડ્રાઈવર બસમાં ચઢ્યો. ખાલી ગ્લાસે કંડક્ટર નીચે ઊતર્યો.

રાતનો સમય હતો. નવેકનો સુમાર હતો. ટેકરા ઉપર આવેલા એક ગામડા ગામનો દોળાવવાળો ઝાંપો હતો ને આ લાંબા પહોળા મેદાન ફરતો થોરિયાની વાડોનો અધારઘેરો કોટ હતો. શિયાળો હતો ને ઝાંપો અત્યારે નિર્જન હોઈ ઢોર પૂરવાના ડબા સરખો લાગતો હતો–

ડબામાં અંધારાં હતાં. અંધારામાં બસ હતી ને બસની બારીઓ વાસી પ્રકાશને અંદર પૂર્યો હોય એવો એ દેખાવ હતો.

આ રૂટ ઉપર દોલતસિંહ ચારેક દિવસથી આવ્યો હતો ને બનિયા સાથે જમવાનો પહેલો જ અહીં પ્રસંગ હોઈ અત્યાર સુધી તો માનેલું કે જાતનો એ વાણિયો છે ને વટલાવામાં માનતો હશે એટલે કાં તો સાથે ભાથું નહિ લાવતો હોય.

પણ આજે તો આ વાણિયાભાઈએ ઘડી પહેલાં ક્રોસિંગવા પેલા સ્ટેશન ઉપર જાતનો ઠાકરડો હતો એવા એક ડ્રાઇ ભાણામાંથી બે પૂરીઓ પણ ઝાપટી હતી.

ને દોલત આજે કંડક્ટરની રાહ જોતો બસની અંદર બેસી રહ્યો. ડબો પણ નો'તો ખોલ્યો. બેઠો બેઠો બનિયા વિષે વિચારતો હતો...

બનિયો તથા બીજા બે જણ એક ઓરડીમાં ભેગા રહેતા હતા ને પેલા બે જણ વીશીમાં જમતા હતા એની પણ દોલતને ખબર હતી. એક વાર પોતાના ગામથી અવળી દિશાના રૂટ ઉપર નોકરી હતી ત્યારે દોલતને પણ વીશીમાં જમવું પડતુ હતુ. ને એક દિવસ પેલા બે જણ વીશીમાંથી ચાર આનાનુ શાક લેતા હતા એ ઉપરથી જાણવા પણ મળ્યુ હતું કે બનિયો હાથે રોટી પકાવે છે ને શાક કોઈવાર ન કર્યું હોય તો વીશીમાંથી મંગાવીને ચલાવી લે છે.

દોલતને થયું : 'જમીને આવું છુ, એનો અર્થ તો એ થયો કે— ત્રણ વાગે નીકળીએ છીએ ને બીજી સવારે અગિયારની આસપાસ હેડક્વાર્ટર પહોંચીએ છીએ આ હિસાબે—એ એક જ ટંક જમતો હશે ને ?'...

ને બનિયો જ્યારે ગામમાંથી પાણીનો ઘડો લઈને આવ્યો ત્યારે દોલતે જાણે ડબો ખોલતાં હુકમ કર્યો : 'આવી જા ચલ.'

ને 'ના ના' કરતા બનિયાને એણે, કાંડુ ઝાલીને સામી સીટે બેસાડી પણ દીધો. ડુંગળી બટાટાનું રસાદાર શાક એક ડબામાં કાઢી, ચાર રોટીમાંથી બે રોટી ઢાંકણામાં મૂકી, બેઉ વાસણ બનિયા આગળ મૂકી દીધાં ને દમનો પણ મોંએ ઠૂચો લગાવ્યો. : 'ચૂંચાં કર્યા વગર ખા નહિ તો મોંમાં રોટી ઠાંસી દઈશ.'

પછી તો બનિયાએ પણ કબૂલ કર્યું : 'હાથમાં રોટી ને જૂઠું તો નહિ કહું દોસ્ત—એક જ ટંક જમું છું.'

દોલતે એને ઠપકો કર્યો : 'દેખ, કામ કરતાં ભૂખ ન લાગે એના કરતાં બેઠા બેઠા વધારે લાગે...પેલું તો કામમાં મન પરોવાઈ રહે પણ આ તો—જોતો નથી આપણા લોકને ચાની ને ચવાણાની ટેવ

પડે છે એ આમાંથી હાં કે !...ને કહ્યું : 'માટે કાલથી તારે–જમવાનું તો લાવવાનું જ.'

તો બનિયાએ ય અત્યારે તો દોલતની સલાહ માથે ચઢાવી.

પરંતુ જ્યારે બીજા અને ત્રીજા દિવસે પણ બનિયો રોટી ન લાવ્યો ત્યારે તો દોલતે થોડોક ઊભરો પણ ઠાલવ્યો : 'તું રોટી લાવતો નથી ને તને છોડીને એકલા ખાતાં મારો જીવ ચાલતો નથી... ખા કસમ : કે કાલે રોટી લઈ આવીશ. શાક નહિ બનાવે તો ચાલશે. ઘેર હું કહીશ કે થોડુંક વધારે આપતાં રહે !'...

ને પછી બનિયો બબ્બે રોટી લાવવા લાગ્યો. દોલત પણ શાક વધારે લાવતો હતો ને રોટીમાં પણ–બે રોટી એ પોતાનામાંથી બનિયાને આપતો ને બનિયામાંથી એક રોટી લેતો.

બનિયાની રોટી જો કે એવી હતી કે ખેંચાવા જતાં લાંબી થતી પણ તૂટતી નહિ. એક તો અમેરિકન રાતા ઘઉં ને અંદર પાછું મોણ ન મળે.

ફિક્કું એવું હસતાં દોલતે એક વાર કહ્યું પણ ખરું : 'આ તો સાલી રોટી છે કે ચામડું બનિયા ?'–

'તું તારે રોટી ખાને યાર ! લાવ.' બનિયાએ હાથ પણ લંબાવ્યો. દોલતે ખાવાનું ચાલુ રાખતાં કહ્યું : 'તું પણ માણસ છે. તું ખાઈશ તો મારાથી કેમ નહિ ખવાય !?'

'કહેવાઈએ માણસ પણ જીવીએ છીએ ઢોરથી ય બદતર, દોલત !'

દોલતને જોયું તો એવી આંખ ચમકતી હતી હતીઃ પ્રકાશથી નહિ...અંધારાથી !

પછી તો બનિયાએ પોંચા વડે આંખો લૂછતાં પોતાની સ્થિતિ કહી સંભળાવી. અંતમાં કહ્યું : 'તું જ કે' ગામડામાં એ પાંચ જણને ઓછામાં ઓછા સવા સો તો જોઈએ જ ને ?'

'હીંગ થાય સવાસોમાં.' દોલત બોલ્યો.

'શું કરે પણ! ત્રણ છોકરામાં બે તો ભણે છે ને મારી બા વળી છીકણી સૂંઘે? જ્યારે જ્યારે ઘેર જાઉં ત્યારે–માનીશ તું દોસ્ત! મોજ તો સૂકાઈ ગઈ પણ કલેજામાં આગ ભરીને આવું છું...ઘેર જવાનું મન પણ હવે તો નથી થતું!'

દોલત મૂંગો હતો.

બનિયો વળી બોલ્યો: 'મારા હાથમાં ચાળીસ રહે એમાંથી બત્તી સાથે સાત જાય ભાડાના, ને બે જાય લાકડાંના, બાકી રહ્યા ત્રીસ. ત્રીસમાંથી બાર–તેર રેશનના, બાકી રહ્યા સત્તર. કે' હવે સત્તરમાં હું ચા પીઉં–બીડી તો ખેર છોડી દીધી છે. તારા જેવો પાય તો વળી સિગારેટના બે દમ તાણી લઉં. બાકી ગાંઠના પૈસે તો કદી નહિ.' ને છેલ્લું બટકું મોંમાં નાખતાં કહેવાનું પણ પૂરું કર્યું: 'તું કે' છે કે શાક રોટી લાવ. પણ–રોટી તો ઠીક બિચારી–મીઠું ચપટી જોઈએ, બાકી લાકડાં તો ઝાઝે ભાગ ઈધરઉધરથી વીણી લઉં છું. પણ શાક બનાવવા બેસુ તો–તું જ ગણ. મૂળમાં તો તેલની જ રામાયણ, વળી મસાલો પણ–ટકાની તોલડી તેર વાનાં માગે એવાળો ઘાટ છે. એટલે મે તો ઘેર પણ–ચા રોટીનું રાખ્યું છે.' ઊભા થતાં હસીને કહ્યું: 'ચાની ચા ને રોટીની રોટી!...'

'કંઈ વાંધો નહિ, હું છુ ત્યાં લગી તારે શાકની પરવા ન કરવી. કાલથી હું વધારે લેતો આવીશ.'–

દોલતનો વિચાર તો હતો કે રોટી પણ બે એક વધારે લાવવી. પણ એને ય ક્યાં કારખાનાની કમાઈ આવતી હતી?! એટલું વળી સારું હતું કે આ તરફના રૂટ ઉપર હોય ત્યાં સુધી તો વચ્ચે એનુ ગામ આવતા કોઈ વાર સમય હોય તો ઊભો ઊભો જમી લેતો ને નહિ ו ડબ્બો સાથે લેતો આવતો ને આમ એક જ ચૂલે ચાલતું હતુ.

પણ બનિયાની આ વાત જાણ્યા પછી તો એ જમવા માટે ન શોભતાં ડબો જ લઈ જવા લાગ્યો. શાક પણ વધારે મુકાવતો હતો ને અઠવાડિયા પછી તો રોટીમાં પણ એકનો વધારો કર્યો. હસતાં હસતાં વહુને કહેતો હતો: 'આજકાલ રોટી તું પાતળી કરતી હોય એમ લાગે છે!

'પાતળી ન કરું તો પોકવું કેવી રીતે! બેય છોકરા હવે તો મોટા થયા ને ખાસું ખાય છે. ગયા વખતે તો રેશન લાવીને દળાવ્યું ત્યારે રોટલા કર્યા. આ પગારે તો મણેક દાણા સોંઘા મોઘા બજારમાંથી લાવવા પડશે...'

આ વાત પછી તો દોલતને પણ પોતાના ઘરની ફિકર પેઠી.

અઠવાડિક રજા ઉપર પગાર સાથે ઘેર આવ્યો ને પત્નીએ પગાર લેતાં હિસાબ ગણાવ્યો ત્યારે એ મનોમન બબડ્યો પણ ખરો: 'બનિયાની ક્યાં વાત આપણી જ દશા આવી છે ત્યાં!'

ઓછું હોય તેમ વાળુ વખતે જોયું તો પત્નીની વાડકીમાં–કહેવાય શાક જ્યારે અંદર જુઓ તો મીઠું, મરચાં હળધરથી કોસલાવેલું પાણી જ હતુ. પછી તો દોલતને સમજતાં વાર ન લાગી કે: આજે આમ છે તો એ રોજ તો વળી એ—આજે મેં ખાધું એનાથી દોઢું શાક ડબામાં આપતી હોય છે. પછી પોતાની રોટી તો એ પાણીમાં જ પલાળતી હશે ને?' મનોમન બબડતો પણ ખરો: 'આને (વહુને) તો વળી રોટલો પણ મકાઈનો કે બાજરીનો!'

ને પછી તો દોલત એવાં મંથનોમાં પડી ગયો કે પોતે પાછું પહેલાંના જેટલું ડબામાં શાક કર્યું ને એટલા જ શાકમાં બનિયાએ ને પોતે પતાવવા માંડ્યું. બીજા અઠવાડિયે રોટી પણ વધારેલી કાપી નાખી પણ—

કરમની કઠણાઈ એવી કે પોતાના ભાણામાં બનિયો સમાવ્યો

તો પેલી બાજુ મોંઘવારી કાચબાની જેમ કોચલામાંથી ડોક બસ કાઢતી જ ગઈ!...

આનો ય જો કે દોલતને બહુ વસવસો ન હતો. પાણીમાં રહેવું ને મગરથી કયાં બીધા કરવું! સોડ પ્રમાણે સાથરો કરતાં આવડતું હતું...

પણ મોટી મુસીબત એ હતી કે મોટર છોડી જમવા જ્યાં બેઠા નહિ કે બનિયાએ એની કરમ કથની છેડી નહિ!...

કોઈ દિવસ કરજની વાત કરતો, તો કોઈ દિવસ સંબંધીઓમાં પોતાની ગરીબી વિષે વાતો થતી એ પણ વર્ણવતો હતો. બાનો ને પત્નીનો કકળાટ લઈ બેસતો, તો કોઈ દિવસ ફાટેલાં લૂગડાંના લીરા વિષે વાત કરતો—છોકરાંની તો ઠીક પણ પત્નીની વાતેય એવી કરતો કે એ સાંભળીને દોલતને ય જુગુપ્સા થતી...

એક બે વાર દોલતે એને ટકોર પણ કરી હતી: 'એની એ વાત કર્યા વગર કોઈ બીજી વાત કરીને યાર!'...

પણ આ પછી એણે જોયુ તો બનિયો બિચારો એવો સૂનમૂન બની રહેતો કે—

દોલતે જોયું તો ખાવાનું પતતાં જ એ (બનિયો) સીટ ઉપરની ગાદીઓ કાઢી સૂવાની વેતરણ કરવા લાગતો.

એની આ મૂઢતા જોઈને દોલતને પણ એક દિવસ તો એવો પસ્તાવો થયો! થતું હતુ: 'દુ:ખ તો દુનિયામાં ઘણાંને હોય છે, પણ આને તો બિચારાંને દુ:ખનુ ગાણુ સાભળનાર પણ કોઈ નથી!...'

તો બીજી બાજુ બનિયાની કરુણ એવી વાતો સાંભળીને પોતાને થતું દુ:ખ પણ દોલત વીસર્યો નો'તો.

વીસરવાની કયાં વાત એને તો મૂઢ બની રહેલા બનિયાની આસપાસ વિચારોનાં વમળ પણ દેખાતાં હતાં. પરગામી કૂતરા પેઠે

દાંતિયાં કરતાં સાસુ વહુને છોકરાં, તો જુગુપ્સાપ્રેરક શબ્દો સાથે બનિયાએ વર્ણવેલાં વહુનાં ફાટેલાં લૂગડાં!..

ને એક દિવસ તો હેડકવાર્ટર ઉપર મોટર છોડ્યા પછી બનિયાને કાગળ વાંચતો ને આંખોને ભારે કરતો જોઈ ને– કોણ જાણે દોલતને શું થયું કે ઘેર જવાને બદલે: 'આ સાલી ઇસ્લત મારે શી જોઈએ!' આમ બબડતો સીધો જ એ ઑફિસમાં ઊપડ્યો—

o o o

ડેપો ઉપર આઠ દસ બસો ઊભી હતી, ઉઘાડાં બારણામાં વિરાટની લીલા મચી હતી.

પેલી બાજુ દસ બાર ડ્રાઇવરોનું ટોળું હતું. બે–ચાર બેઠા હતા. પાંચ સાત ઊભા હતા. વાતોમાં નોકરીની સગવડતા ને અગવડતા ચર્ચાતી હતી...

એમાંથી કોઈકે સરકસની તોપ ફોડી: 'દોલતસિંહને રાતાં પાણીએ નાખ્યો એ કોઈ જાણો છો કે?'

ધુમાડાના ગોટેગોટા!

ડ્રાઇવર વર્ગમાં હલચલ મચી: 'હોય નહિ.. ઠંડા પોરની... એઠો ગોળો ગબડાવ્યો!'

'દોલતસિંહ એટલે સહુની દોલત. ખાતાની ને 'ખવાતા'ની!'

છતાં ય આ નોકરિયાત વર્ગમાંથી કોઈએ હિંમત નથી કરી દોલતસિંહને 'માખણ' કહેવાની.

તો ખાતાએ પણ નથી કહ્યું, 'એ જ બધાને ચઢાવે છે.' એટલે સ્વાભાવિક હતું કે બિલાડી ઉંદરને ઝપડો પડે તો દોલતસિંહ જ ઉકેલે.

બીજાએ સુધારો કર્યો: 'દોલતસિંહે પોતે જ બદલીમાં રાતાં પાણી માગી લીધાં.'

રાતાં પાણીનો રૂટ એટલે કાળાં પાણીની શિક્ષા. નાની નાની ટેકરીઓમાં એન્જિનિયરે અજગર ચીતર્યો હોય એવો એ રોડ. ડાબેથી જમણે ને જમણેથી ડાબે સ્ટીયરિંગ બસ ઘુમાવ્યા જ કરો. આ ખાંચેથી પેલા ખાંચે ગિયરને બસ બદલ્યા જ કરો. 'ભાં...ભાં... પી...પી...' ચેતવણી આપ્યા જ કરો. ને બેઉ પગે બ્રેકને ક્લચ ઉપર લેફ્ટ રાઈટ કર્યા જ કરો...એવો આ રૂટ હતો.

'શું કામ માગી લે હાથે કરીને દોલતસિંહ આ કાળાં પાણી?' એક ડ્રાઈવરે હવાને પ્રશ્ન કર્યો.

બીજો બોલ્યો: 'માન્યામાં આવતું નથી!'...

જા આવ કરતી બસો તરફ નજર નાખતો એક અવાજ ઢીલો સૂપ જેવો નીકળ્યો: 'વાત સાચી લાગે છે ભાઈ! દોલતના રૂટ ઉપર આજ 'દાઢીના દોઢસો' છે. એ આવ્યો.'

છતાં ય ત્રીજાએ સો ટકા સરખી હકીકત ઉપર શંકાની કાતર ચલાવ્યે રાખી: 'દોલત કાં તો રજા ઉપર ગયો હશે.'

'તો કાળિયો ક્યાં રિલીવર નથી?'

'હાં?'

'રાતાપાણીના રૂટવાળો જ કેમ દોલતના રૂટ ઉપર?'

'આ આવ્યો 'દોઢમો.' પૂછોને એને જ.'

એકે પૂછ્યું: 'કેમ બે ચીમનીવાળા તું દોલતના રૂટ ઉપર?'

'ફાની ગયા દોસ્ત અલ્લાએ અપની બંદગી સુની!'

ચીમનીવાળાની પીળા ગ્યાસતેલની ચીમની આજ ચાંદની સરખો પ્રકાશ પાથરી રહી. .

ને સહુ કોઈને ખાતરી થઈ: 'દોલતે હાથે કરીને રાતાં પાણીનો રૂટ માગ્યો છે...'

પછી તો ઑફિસમાં જઈને એક બે જણે તપાસ પણ કરી ને બહાર આવી સાચી વાતની મહોર પણ લગાવી: 'સાચી વાત છે: દોલતે હાથે કરીને આ રૂટ ઉપર બદલી કરાવી છે.'

પણ સવાલ તો હજીય ઊભો હતો: 'શુ કામ દોલતે આ કાળાંપાણી હાથે કરીને માગ્યાં હશે?!'...

પા કલાક પછી સહુ સહુની ગાડી લઈને રવાના થયા ત્યારે પણ હાથમાંના સ્ટીયરિંગ પેઠે આ લોકોના મગજમાં દોલતનો સવાલ તો ઘૂમતો જ હતો: 'શું કામ પણ હાથે કરીને?'...

ને બીજા દિવસની બપોરે દોલત જ્યારે રાતાં પાણીના રૂટ ઉપરથી ગાડી લઈને આવી લાગ્યો કે ડેપો ઉપર હાજર હતા એ બધા જ ડ્રાઈવરો, આ એક જ સવાલના દોરડે એને બાંધતા હોય તેમ ઘેરી વળ્યા: 'શું કામ ભાઈ આ હાથે કરીને કાળાં પાણી વહોર્યાં તે?'

દોલતના શબ્દો જૂજવા હતા પણ મતલબ લગભગ એક જ હતી: 'એમ જ બસ...આવા રૂટ ઉપર ગાડી ચલાવવાનો મહાવરો હોય તો પાકિસ્તાનના મોરચે મોકલ્યા હતા એમ હિમાલયના મોરચે ભલેને મોકલે પછી...' તો કોઈકને વળી આમેય કહેતો હતો: 'આપણા જેવા આ રૂટ ઉપર રહી આવીએ તો ભવિષ્યમાં કોઈ બિરાદરને એમ ન લાગે કે સાહેબે મને સજા કરી છે...'

પણ એમ કોઈ કંઈ માને ઓછું? સૌને ખાતરી હતી દોલત વાત ઉડાવે છે!

દોલતનો એક મિત્ર તો બીજી બપોરે બે કપ ચા મંગાવી સિગારેટ સળગાવીને દોલતની પાછળ જ પડ્યો...એણે તો વળી ભેદ પણ જાણે પકડ્યો હતો: 'બોલ તારે ને બનિયાને અણબણ થઈ છે, બરાબર છે?'

'બનિયાને ને મારે ?' દોલત જાણે પોતાને ય પૂછતો હતો : 'અણબણ થઈ છે ?'

'હા હા તારી સાથે કંડક્ટર હતો એટલે થાય પણ ખરી.'

દોલતને હસવું આવ્યું. ક્ષણેકના વિચાર પછી કહ્યું : 'જો દોસ્ત આ વાત કોઈને કહેવી નહીં પણ.'

'શી વાત ?'

'બનિયાની તેં શોધ કરી છે એ.' કહી દોલત હસવા લાગ્યો. પેલો મિત્ર પણ દોલતનું હસવું જોઈને ગૂંચવાયો : 'મશ્કરી કરે છે કે સાચી વાત કબૂલે છે ?'

ને છેવટ પછી ઊભા થતાં દોલતે આ મિત્રની દયા ખાતો હોય એ રીતે કહ્યું : 'બદલીનું કારણ બનિયો જ છે પણ તું કહે છે એવું નથી. પણ હવે મને કારણબારણ પૂછતો નહિ, નહિ તો મારે તારી આગળ જૂઠી વાત જ કરવી પડશે' ને ચાલતો થયો.

બીજાઓએ પણ આ જ કારણ શોધ્યું હતું : કંડક્ટર સાથે અણબણ થવાથી જ દોલતે–'આમે ય એ ભલો તો છે જ એટલે કંડક્ટરની બદલી ન કરાવતાં પોતાની જ એણે માગી લીધી.'

જો કે કંડક્ટરે ય ધસીને ના પાડતો હતો : 'જા જા ઉલ્લુ. દોલતને ને મારે આ જન્મે નહિ પણ આવતા જન્મે ય તકરાર ન થાય સમજ્યો ?'

પણ આ લોકો માંકડું જેમ લાકડાને વળગી રહે એ રીતે વળગી જ રહ્યા. છોડી દે તો માંકડાં સરખા મનને બીજું શું વળગાડે એ પણ એક સવાલ તો ખરો જ ને ?

અરે દોલત સાથે બનિયાને કોઈવાર ચાનાસ્તો કરતા જોતા તો પણ એ લોકોએ તો દોલતનો ઉમદા સ્વભાવ માનીને 'અણબણ'નું લાકડું ઊભું જ રાખ્યું હતું……

ત્યાં તો એક ઢળતી બપોરે આ લોકોએ લીધેલું અણબાણનું લાકડું પણ કડડડભૂસ્સ કરતુંક જમીનદોસ્ત થઈ ગયું.

હૉટલમાંથી બહાર નીકળતા એક ડ્રાઇવરે બીડીઓ ધૂંસતા ટોળામાં જઈ કહ્યું: 'જૂઠ બાત ભાઇ–અણબાણ કી !...બનિયો ય આજ રાતાં પાણીએ દોલત જોડે બદલાઈ ગયો...મેં મારા સગા કાને સાંભળ્યું છે. દોલત બનિયાને એક કોરે લઈ જઈ કહેતો હતો: 'બીજી ફિકર તો ઠીક છે તારી. પણ ઑફિસમાંથી જાણવા મળ્યું છે કે ટિકિટ ચેકરો ઠેર ઠેર નીમ્યા છે ને તું જો–ગરજને અક્કલ નહિ ને દુઃખિયાને આંખ નહિ ને ધાલમેલ ક્યાંક કરી બેસે–એમ કરીને મારી સાથે પાછો તને લીધો છે'...

ઓચ્છું હોય તેમ એ લોકોએ જોયું તો રાતા પાણીની બસ ઉપર બનિયો જ ટિકિટો કાપતો હતો.

મોટર ઉપર જઈ રહેલા દોલતે તો લાઇબ્રેરીમાંથી એક મોટું ચોપડું પણ પોતાની સાથે લીધું હતું.

કોઈકે પૂછ્યું તો—

ઉલ્લાસભર્યો એનો જવાબ તો બીજાઓએ પણ સાંભળ્યો હતો. 'રામાયણ છે. રાતાં પાણીના મુકામ આગળ જ વાંદરો ઝાડે સૂઈ રે' છે. મને થયું, રામાયણ રાતે વાંચીશું ને ગયા જન્મના એમનાં પરાક્રમ એમને સંભળાવીશું ને આપણે એમાંથી બળ મેળવીશું, એમ કરીને લીધી છે આ.'

ને મોટર સ્ટાર્ટ કરી ચાલતો થયો રાતાં પાણીના ડુંગરાળ રસ્તે. ઘંટી બજાવતો બનિયો પણ આજ તો ફુલ પાવરમાં લાગતો હતો: 'ટિન ટિન ટિન'... બજાવ્યે જતો.



# સોની નોટ ને રામની ચબરખી

જે વૃક્ષના નામ ઉપરથી ગામનું નામ આંબાપુર પડ્યું હતું એ જ વૃક્ષ આજે આખા ગામમાં ઝઘડાનુ મૂળ બન્યુ છે

કેટલાંક જૂની પેઢીનાં માણસો કહેતાં કે જે આંબાના ઉપરથી ગામનું નામ આંબાપુર પડ્યું હતું એ આંબો તો પડી ગયો; અત્યારે જે ઊભો છે એ તો પેલા મૂળ આંબાનો દીકરો છે.

આ વાત સાચી હોય તો પણ ઝઘડામાં ખાસ ફેર પડતો નહોતો. ઝઘડો ઉપાડનાર ચાળીસેક ઘરનો પક્ષ કહેતો કે 'બાપને અમે ઓળખતા નથી, અમે તો હયાતીમાં છે એને જ ઓળખીએ છીએ ને આખા ગામનો આ આંબો છે એટલું જ જાણીએ છીએ'

બીજો પક્ષ જે દસેક ઘરનો હતો એ કહેતો કે આંબો અમારો છે અમારા વડવાઓએ આંકડેથી રાખેલી જમીન ઉપર આ ગામ વસાવ્યું હતું ને આંબાની કેરી ય એકલા ખાવી ઠીક ન ગણીને ગામમાં લહાણી કરતા હતા.

ખરું પૂછો તો ગામેય આ વાત જાણતું હતું. અત્યાર સુધી આમ જ ચાલતું હતું.

પણ અંગ્રેજ ગયો, રાજાઓનાં રાજ ગયાં, સુખીપણાંય મટી ગયાં, બલકે જમાનો જ બદલાઈ ગયો પછી ભણતર સાથે વિચારો

ને વિચારોની સાથે લોકમાનસેય દિવસે દિવસે બદલાતુ એટલી હદે આવી ઊભું કે—

બે વર્ષ ઉપર લહાણીની કેરીઓ સરપંચને ત્યા એક જુવાન આપવા આવ્યો એ વખતે સરપંચે સવાલ કર્યો: 'કેમ ભાઈ, આટલી જ કેરીઓ ?'

આંબાવાળા પક્ષના કાનેય ગામમાં પંચાયત આવી ત્યારથી ઊડતી ચર્ચાતી વાતો આવવા લાગી હતી: 'અલ્યા આંબો કોનો? આખા ગામનો આંબો છે. એ લોકોના પક્ષમાં મુખીપણું હતુ એટલે જ એમના હાથમાં આંબાનો કારભાર હતો. એમના નામે ચઢ્યો તેય એક જણના નામ ઉપર ચઢાવવાનો સરકારનો કાયદો હતો તેથી હાં કે...'

આ પરથી આંબાવાળો પક્ષ પામી ગયો હતો કે આ લોકોની દાનત આંબો પડાવી લેવાની ને ગામાઉ કરી દેવાની લાગે છે

એમનો વિચાર તો આ વરસે લહાણી જ બંધ કરવાનો હતો, પણ ઝઘડાનું મૂળ આપણે ઊભું ન કરવુ એમ વિચારીને ઘર દીઠ દસ દસ કેરી મોકલાવી હતી. કાને આવતી વાતો ઉપરથી લાગતું હતું કે આ વખતે આ લોકો ઝઘડો ઉપાડશે.

એટલે જ આ પક્ષે એક હોશિયાર જુવાનને દસ કેરીનો સૂંડલો લઈને પહેલો જ સરપચને ત્યાં મોકલ્યો હતો ને સૂચના આપીને કાઢ્યો હતો કે એડીતેડી કરી તો કેરીઓ પાછી લઈ આવજે. ને સરપંચે જેવો, 'કેમ આટલી કેરી?' સવાલ કર્યો કે પેલાએય સણસણતો જવાબ આપ્યો: 'વધારે ખાવી'તી તો આંબો વેડાતો હતો ત્યારે આવવું'તુ ને ટોપલો લઈને!' ને કેરી સાથે ગયો જ એ પાછો ફરી ગયો

આમેય ચાળીસ ઘરનો પક્ષ બે દિવસ ઉપર આંબો વેડાવો ચઢ્યો થયો ત્યારથી સમસમી રહ્યો હતો. આગળપડતા માણસો–ખાસ કરીને

ને પાંચેક ગાઉના ઊભે રસ્તે જૂજવી ટોળીમાં જઈ રહેલા બેઉ પક્ષો, આ હરિજન ડોસા માટે જાતજાતના તર્ક કરવા લાગ્યા. આંબાવાળા પક્ષમાંથી પેલા શાણા મુખીને થતું હતું: દાનો ચમાર છે તો આટફ્રટિયો, પણ મરવા બેઠો છે ને રામ વેચશે કાંઈ! જોકે આ પક્ષના બીજા લોકોને તો આમ જ હતું: દાંના ચમારને વળી રામ શું ને રેંમાન શું! વેચાઈ જવાનો!—ને પોતે પછી એના રામ વેચાતા રાખવાનો વિચાર પણ કરવા લાગ્યા...

જ્યારે સરપંચવાળા પક્ષને તો પોનાની જીત હવે સો ટકા પાકી હતી. કહેતા પણ હતા: 'દાંના ચમારનું મોઢું કેટલું? ચાળીસ ઘરને શું અડવાનું છે?'

o o o o

વાંઝિયાના ઘરમાં ડોસો લાડકો! સાઠેક ઘરના ગામમાં એક જ આ આંબો હતો ને હતો પણ અદ્‌ભુત. બાર હાથની ઊંચાઈ ને દસેક હાથના ઘેરાવાવાળું થડ–ન મળે ખાડો કે ન મળે ગાંઠો. બે પેઢી દરમિયાન વગર નિસરણીએ થડ થઈને આંબા ઉપર ચઢવા માટે અનેક વાર શરતો લાગી હતી. ને એકાદ–બે અપવાદ સિવાય બધા જ ચઢનારાએ પોતાની હાર કબૂલી હતી. બાર હાથની ઊંચાઈ પછી ફ્રંટાયેલી એની વિશાળ શાખાઓ ત્રીસ–ચાળીસ હાથ લાંબી હતી. ઉપરની શાખાઓ ટૂંકી થતી થતી ચારેક માળના જેટલી ઊંચાઈએ પહોંચી હતી, ને થડની ટોચ જાણે શિખર સરખી ઓપતી હતી. જેવું ઘટાદાર વૃક્ષ હતું તેવું જ એનું ફળ મોટું અને મીઠું હતું. કાચી કેરી પણ કોપરા સરખી મીઠી હતી ને પાકતી ત્યારે લોકોને એ રસ ઉપરથી જ ખ્યાલ આવતો 'અમૃતેય આવું જ હશે!'

કોણ જાણે કેટલાં વર્ષનો જૂનો હતો? આંબા વિષે ચર્ચા ઊપડી હતી એવામાં આ હરિજન ડોસાને બે–ચાર જણે આંબાની ઉમર વિષે પૂછ્યું હતું. ને ડોસાએ જવાબ આપતાં કહેલું: 'છપનામાં હું

એક છોકરાનો બાપ હતો ત્યારથી આ આંબાને આવો ને આવો જોઉં છું.'

ભણેલા એક ભાઈએ હિસાબ કાઢ્યો : 'છપનાને વીત્યે સાઠ વર્ષ થયાં ને એક છોકરાનો બાપ એટલે ઓછામાં ઓછો તું વીસનો તો ખરો જ.'

ગણનાર ભાઈ સરવાળો કરે એ પહેલાં બીજો એક બોલી પડ્યો: 'ઓહોહો ! એંશી વર્ષનો થયો તું દાના !'

પછી તો આંબો એક પા રહી ગયો ને દાનો ડોસો જ ભૂતકાળનું મધ્યબિંદુ બની રહ્યો હતો : 'મુગલા આવ્યા'તા ને અંગ્રેજની ફોજ એક ફરા આંબા નીચે પડી'તી...'

કચેરીએથી આવ્યા પછી સરપંચે એને બોલાવીને આંબાની વાત પૂછી ત્યારેય એ તો ભૂતકાળ મમળાવવા મંડ્યો : 'હા, હા, બધીય મને ખબર છે. આંબાની છાયામાં ગોરો અમલદાર બેઠો'તો તોય કૂતરાની પેઠ લખલખતો'તો.'

'એ તો બધું ઠીક છે, પણ આ આંબો કોનો ?'

'મુખીઓનો ભાઈ.'

'જા જા હવે મુખીઓનો કે'નારા.' સરપંચે એને તતડાવ્યો. સરપંચે એની જ પાસે સાબિતી માગી : 'લાવ સાબિતી, છે કંઈ તારી પાસે ?'

દાનો ડોસો ગુનામાં આવ્યો હોય એમ છૂટી પડ્યો : 'ભાઈ, આપણે તો સાંભળેલી ને દેખેલી વાત કરીએ છીએ, બાકી બલા જાણે કોણે આંબો રોપ્યો તો ને કોણ એને ઉછેરનાર હતો !'

'કેમ દાના ભૂલી જાય છે ? એક વખત આંબો વેડવા અમે બધા આમા નીચે બેઠા'તા ને તીં આવીને નીચેથી હાડકાં વી"

લીધાં'તાં ?' સાઠેકની ઉમ્મરના સરપંચના બાપાએ દાંનાને યાદ દેવરાવ્યું. એય હવે દીકરાનુ નાક રાખવા સક્રિય બન્યા હતા.

'હા હા, ખરી વાત ભઈ! એ વરસની ક્યાં વાત, દર વરસે તમે બધા આબો વેડવા આવતા, મને બોલાવતા ને અમે પછી આંબા નીચેથી હાડકાં વેણી લેતા ને અમનેય મુખી બેય ઘરને કેરીઓ આપતા !' હસતાં હસતાં બીજાઓ તરફ જોઈને કહ્યું : 'અમનેય આ કેરીઓનું લાધુ એવું લાગ્યુ'તું કે આખુય વરસ આંબા નીચે જ ટોરાં ફાડતા.'

'લાધાનું તો ઠીક છે પણ આ જ વાત તારે કે'વાની.'

સરપંચે જ નહિ એમના પક્ષના ચારપાંચ ભણેલા જુવાનો દાંનાને સમજાવવા મળ્યા હતા એ પણ કહેવા લાગ્યા : 'આ જ વાત તારે કે'વાની કે ગામના બધા જ આંબો વેડવા જતા, ને બધાય કેરીઓ વહેંચી ખાતા.'

દાંનાનું મોં પડી ગયું. 'ના ભાઈ, એમ શી રીતે કે'વાય ? એ તો બધા ભલાઈમાં ભેગા થતા ને મુખીવાળાય ભલાઈમા બધાને કેરીઓ વહેંચતા હતા. એ વખતે તો મથાને ગામમાં વીસેક ઘર હતાં ને એમાં પાંચ તો પાછાં એમના જ કુટુમ્બનાં. આંબોય એ વખતે એવો ફળતો કે ચારપાંચ ગાડાં કેરીઓ ઊતરતી પાંચ ઘરબાળા ગામમાં કેરીઓ ન વહેંચે તો ખાઈખાઈને કેટલી ખાવાના હતા? એટલે પછી પંદરે ય ઘરને ને ચમારોનાં બે ઘર હતાં એમનેય આપતા. એક વખત તો અમારા ભાગમાં ત્રણ ત્રણ ટોપલા કેરીઓ આવેલી.'

સરપંચે ઊભા થતાં કહ્યું : 'હવે મૂકને એ બધી પંચાત. આવ જરા આ બાજુ...જો, શું છે આ ?...કેટલાની?...બસ, તો લે આ સોની નોટ ને સૂઈ જા ઘેર જઈને. મુદત આવે એ દન કોર્ટમાં આવીને કે'વાનું કે આખું ગામ આંબો વેડવા જતું'તું ને મુખીના કુટુમ્બીઓને બે ભાગ મલતા'તાઃ એક ભાગ ગામની રીતે ને બીજો મુખી ગણીને.'

દાંના ડોસાની જિંદગીમાં પહેલી જ વાર સોની નોટ હાથમાં આવી હતી. હવે તો જોકે ખુદ એના ઘરમાં જ ચામડાં–હાડકાંની કમાઈમાંથી સો સોની નોટો આવતી હતી, પણ મરવાના વાંકે જીવ્યા કરતા આ ડોસલાનો કોણ ભાવ પૂછે ને કોણ એને દેખાડય. એક વાર બિચારાએ પચીસેક વર્ષના પ્રપૌત્ર પાસથી જોવા માગી ત્યાં તો એવું પેલાએ છાશિયું કર્યું ! કે' છે : 'નોટ માગ્યા વગર મોત માગ ડોસલા ! ક્યાં સુધી આ ચોપાડમાં ને વાસમાં ભૂતની પેઠે ભમ્યા કરીશ ?' છોકરો ગ્રામપંચાયતનો મેમ્બર હતો, ચાર ચોપડી ભણેલો હતો ને અત્યારે વળી પીધેલો હતો।

એ જ સોની નોટ આજે મરતી વખતે હાથમાં આવી હતી...બીજું તો ઠીક પણ બહોળા કુટુમ્બમાં ખોવાઈ ગયા સરખી લાગતી પોતાની જાત આજે એને ઉપયોગી બલકે મહત્ત્વની લાગવા માંડી. ખુદ સરપંચ જેવો સરપંચ ( ભણ્યોગણ્યો ) પોતાનો હાથ પકડીને સોની નોટ પકડાવે ને—

ઉપરથી પાછા સરપંચ કે'છે : 'ગામનો આખો એટલે હરિજનોનોય ખરો હાં કે. અમારા જેટલો જ તમનેય કેરીઓનો ભાગ મળવાનો !'

ડોસાના મોંમાં અમૃત સરખી કેરીનો સ્વાદ પણ તાજો બની રહ્યો.

અને જાણે પોતાના પ્રતાપે આખાય હરિજનવાસને સ્વર્ગમાં પ્રવેશ મળ્યો હોય એ રીતે ખુશ થતો ને વાસમાં જઈનેય આ વધામણી ખાવા માટે અધીરો બની રહેલો દાંનો ડોસો લાકડીનો ટેકોય જાણે આદત પૂરતો લેતો હોય એ રીતે સરપંચની ફળીમાંથી બહાર નીકળ્યો.

સરપંચની ફળી બહાર નીકળ્યો ને એના કાને અવાજ પડ્યો 'દાંના ડોસા, ક્યારનોય તમને શોધું છું. છેક વાસમાં જઈ આવ્યો.

હેંડો, મારા દાદા તમને બોલાવે છે...' આંખે બરાબર જોઈ શકતો નો'તો છતાંય ડોસો સમજી ગયો ! 'મુખીવાળા બોલાવે છે !'

અનાયાસે જ ધોતલીની ઓટીમાં ખોસેલી સોની નોટ ઉપર ડોસાનો હાથ ગયો. ના પાડવાનો વિચાર છેક હોઠ સુધી આવી ગયો. પણ આનંદ અને ઉલ્લાસના પ્રમાણમાં મુખીના તેડાને ના પાડવાની હિંમત હોય તો નકારેય હોઠ બહાર નીકળે ને ?

'હેંડો ભાઈ આવું !' ડોસાએ નાછૂટકે જુવાન પાછળ ચાલવા માંડ્યું.

એને ડર હતો, મુખી કાં તો સરપંચની વાત જાણી ગયા હશે તો પોતાની આજે ખેર નથી.

પણ ડોસાને ક્યાં ખબર હતી કે પંદર વર્ષ ઉપર અનુભવેલો મુખીય જમાના સાથે બદલાઈ ગયો છે.

રામ રામ કરતાંમાં જ મુખીએ પેલા જુવાનને કહ્યું : 'આપ ડોસાને બીડી-સળગાવીને આપજે.'

ચોપાડની ધાર ઉપર બેઠેલો ડોસો બીડીના બે દમ લેતાં જ સોની નોટયે ભૂલી ગયો, અમરત જેવી કેરીઓમાં હરિજનવાસનો ભાગેય વીસરી ગયો ને ઘણાં વર્ષે મુખીને મળવાનું થતાં ભૂતકાળ ઓઢનોકને ઊભો રહ્યો. બોલ્યો : 'સમરથભાઈ જમાનો બદલાઈ ગયો !'

'ના દાંના. આપણે બદલાઈ ગયા.'

દાંનાનું મોં સિવાઈ ગયું. થતું હતું : નક્કી મુખી નોટની વાત જાણી ગયા છે. બબડ્યો : 'જે કો' એ ખરું ભાઈ !' એને તો વળી ગયા દા'ડા સંભારીને ઘણી વાતો કરવી હતી, પણ મુખીએ જ ભૂતકાળને જાણે કાપી નાખ્યો !

આ જ મુખીના મુખીપણા નીચે દાંનાએ જિંદગી સુધી વેઠમાં સરકારી ઘોડાંને મફતમાં ઘાસ ચાર્યું હતું ને અમલદારોની ગાળો ખાતાં ખાતાં લગામ, મોરડા, તંગ ને સરકારી સિપાઈઓના ખાસડાંને ટાંકાટેભા કર્યા હતા.

સિપાઈઓના હાથનો માર પણ ઘણી વાર ખાધો હતો...

પણ આજે એણે જોયું તો મરતી વેળાએ પોતાનો ભાવ આવ્યો હતો...

દાંનાએ મન સાથે નક્કી કર્યું: ખેર! મુખી જો સરપંચના જેટલા આપશે તો કોર્ટમાં એમનો હુંકારો પે'લો ભરીશ. સરપંચને એમની નોટ પાછી આપતાં કહીશું કે શું કરું ભૈસાબ! મુખી સાથે મારાં અવતારનાં લટિયાં ગૂંથાયલાં છે ને એમને થશે કે ફટ ગોઝારા! રૂપિયા ખાઈને ખોટો હુંકારો ભર્યો?...

મુખીએ વાત છેડી: 'આપણા ગામમાં અમરાવાળા આંબાનો ઝઘડો થયો છે એ તો તને ખબર હશે?'

'આપણને કુણ કે', પણ ફોરી ફોરી કાને વાત આવી છે.' દાંનાના મનના ભાવનો પારો ચઢવા માંડ્યો.

પણ મુખીના ખાટલા ઉપર બેઠેલા પેલા જુવાને એનો પારો શૂન્ય ઉપર લાવી મૂક્યો: 'જૂઠું શું કામ બોલે છે ડોસા, ત્યાંથી તો તું હેંડ્યો આવે છે?'

નેવાંમાં પ્રવેશ કરતાં એક બીજા જુવાને કહ્યું: 'આખો વાસ સરપંચે બોલાવ્યો છે ને એમને ય ગામની હારમાં કેરીઓનો ભાગ આપવાની વાતો થઈ રહી છે.' આ પછી એણે મુખીના કાનમાં બીજી પણ કેટલીક બાતમી રેડી.

ને ન્યાયાધીશે ફેંસલો આપ્યો: 'પ્રતિવાદીનો આંગો છે ને વાદીઓએ ભલમનસાઈનો ભોગ લેવા સરખો નિંદ્ય પ્રયત્ન કર્યો છે. વાદીઓએ પ્રતિવાદીને ખર્ચ આપવો એવો હું હુકમ કરું છું.' પછી ઊભા થતાં ન્યાયાધીશે દાંના ડોસા તરફ ધારાશાસ્ત્રીઓ તથા લોકોનું ધ્યાન દોરતાં કહ્યું: 'વાદી તરફથી સાક્ષી તરીકે આવેલ આ ડોસો એના અંતરાત્માનેજ અનુસર્યો છે એ બદલ હું એને ધન્યવાદ આપું છું'



★

# પીતાંબર પટેલનાં પુસ્તકો

.નો કાંટો ○ રસિયો જીવ ○ ઊગ્યું પ્રભાત
ંન ○ તેજ રેખા ○ સમણાંની રાખ
સરી ○ ધરતીનાં અમી ○ અંતરનાં અજવાળાં
. ખોળે ૧–૨ ○ ચિરંતન જ્યોત ૧–૨

મિનારા ○ વગડાનાં ફૂલ ○ ઘેર બેઠાં ગંગા ○ કલ્પના
સરોવરિયાની પાળ ○ સોનાનું ઈંડું ○ જીવનરંગ
ીપ ○ ફૂટાફેડા ○ મિલાપ ○ કર લે સિગાર
ને કલહાર ○ રામનામની પરખ ○ શ્રેષ્ઠ વાર્તાઓ
વૈભવ ○ નીલ ગગનનાં પંખી ○ સૌભાગ્યનો શણગાર
નો મહોરો ○ લીમડાની ડાળ એક મીઠી

હિત્ય

પૂજન ○ કાચો પારો ○ વીરપસલી ○ સર્વોદય પાત્ર
નાં હેત ○ રામનાં રખોપાં ○ સોનાનો સૂરજ
ની ઢગલી ○ ખોળાનો ખૂંદનાર ○ પરિવાર ચક્ર

વાર્તાસંગ્રહ (હિંદીમાં)

તનાં નવાં યાત્રાધામો ○ મ

(હિંદીમાં)

ીકી ગોદમેં ○ તેજરેખા ○ ઉજડા ઘોંસલા

રહર પુસ્તકાલય, ટાવર ે